શ્રી રવિ બાબુના બે બાળ-નાટકો

# શારદોત્સવ

અને

# મુગટ

આ નાટકોના અનુવાદક ભાઈ કરસનદાસને ગુજરાત ઓળખે છે રવિબાબુની 'મુક્તધારા' નો એમણે કરેલો અનુવાદ ગુજરાતે વખાણ્યો છે. તે કરતાંયે આમાં તો વિશેષતા છે અને તે રવિબાબુના સંગીત ગુજરાતી પદ્યમાં ઉતર્યાની.

સાહિત્યશ્રેણીની આ ભેટનો ગુજરાત જરૂર સત્કાર કરશે એવી આશા છે.

સૌરાષ્ટ્ર કાર્યાલય.
૧–૮–૨૪

પ્રકાશક.

## બે પુસ્તકો:

સૌરાષ્ટ્રવાસી ભાઇએ અવશ્ય રાખવાં

સૌરાષ્ટ્રની રસધાર

ભાગ ૧લો કિમ્મત ૧—૮—૦

રાજમુગટ કિમ્મત ૦—૧૨—૦

„ ઉંચા કાગળ „ ૧—૦—૦

# પ્રસ્તાવના

---

આ 'શારદોત્સવ' તથા 'મુગટ' કવિના બે બાલ–નાટકો છે, અને શાન્તિનિકેતનના બાળકોને ભજવવા માટે જ યોજાયલા હોવાથી, એમા કાવ્ય સાથે રગભૂમિ પર ઉતરેલાં બાળકો માણી શકે એવી વસ્તુ પણ વણવામા આવી છે કવિ પોતે રગભૂમિના રસીયા છે, અને દાદા અથવા સન્યાસીના પાઠમા ઘણી વાર બાળકો તેમજ મ્હોટેરાઓ સાથે રગ-મડપ પર ઉતરી પડે છે

બાળકના વિકાસમાં આવાં નાટકોને જેવુ તેવુ સ્થાન નથી અત્યારે પાશ્ચાત્ય દેશોમા તો કોઇ કોઇ ઠેકાણે નાટકો દ્વારા જ કેળવણી આપવાના અખતરાઓ ચાલી રહ્યા છે

આપણી ગૂજરાતી ભાષામા સ્વતત્ર નાટકો જ બહુ ઓછા છે, અને બાળ–નાટકો તો લગભગ નથી જ પણ તેથી કાંઇ ગૂજરાતી બાળકોમા અભિનય–રસિકતા કે નાટક–પ્રિય વૃત્તિ નથી એમ તો નથી. ઘણી યે શાળાઓમા સ્નેહસમેલન કે બીજા કોઇ આનદોત્સવ પ્રસગે, શિષ્ટ બાલોચિત નાટકોને અભાવે, શિક્ષકોએ પોતે જ જોડેલા, નીતિના અતિ ગભીર ઉપદેશોને ભારે પડુ પડુ થઇ રહેલા, વસ્તુ અને કલાવિહોણા સવાદોના જોડકણા ગવાતા કે એથી યે વધારે અળખામણા અભિનય સાથે ભજવાતા સૌએ જોયા હશે આપણી શાળાઓના બાળકો મોટે ભાગે અકાળે વૃદ્ધ બની ગયેલા દેખાય છે તેને માટે આવા સવાદો યે કાંઇ ઓછા જવાબદાર નહિ હોય

કવિના આ બે અનુવાદો એવા બાલ-નાટકોની ખોટ કાંઇક અંશે દૂર કરશે એવી આશા છે બાકી ગૂજરાતી બાળકોના હૃદયોમાં થનગનાટ તો ગૂજરાતના કોઇ સ્વયંપ્રેરિત કવિની જ પ્રતિભા મચાવી શકે. પણ તે તો આપણા કવિઓ કે નાટકકારોને બાળકો પ્રત્યેનું પોતાનું 'આનંદનું ઋણ ભરવાનો' ઉમળકો આવે ત્યારે જ થાય ત્યાં સુધી તો એ ખટકોએ અનુવાદો વડે જ ચલાવી લેવું પડશે

'શારદોત્સવ'માં એ જ દશ્યો છે કવિએ આ નાનકડા નાટકમાં રમતા રમતા જ એક અદ્ભુત ભેદ ઉકેલી નાખ્યો છે "જગત આવું અજબ સુન્દર શી રીતે બન્યું હશે?" એ કવિનો અને સૌ રસિક તત્વાન્વેષકોનો મહાપ્રશ્ન છે શારદોત્સવના રંગમાં કવિને આ મહાપ્રશ્નની કુંચી હાથ લાગે છે શી રીતે?

પોતાની અને આ સુન્દર જગતની વચ્ચે દુર્ભેદ્ય અંતરપટ રચનાર બનાવટી સિંહાસન અને કપટી રાજવેશને છોડી દઇ, પોતાના જ કૃત્રિમ પ્રતાપથી તપેલો સમ્રાટ વિજયાદિત્ય, પોતાને પોતાના અસલના રૂપમાં ઓળખવા માટે, ખરા આનંદની શોધ કરવા માટે, આંખોની કીકીઓ પર પુસ્તકોના પડળ વળી ગયા છે તે ખસેડવા માટે, સન્યાસી અપૂર્વાનન્દ બનીને, શરદ્પૂર્ણિમાની છુટ્ટી માણતા ગોટણ ગોરસુ જેવડા બાળકો અને એ બાળકોના કિલકિલાટમાં પોતાની ઉંમરના હિસાબમાં પચ્ચાશ પચાવન વરસનો ગોટાળો કરી નાખી બીજી બાલ્યાવસ્થામાં પેઠેલા દાદા પાસે આવે છે, અને શારદાના ઉત્સવની તૈયારીઓ કરે છે આ પ્રસંગે ગિરિધર તથા તેના સ્વામી નીણાચાર્ય ગર્ગસેન એ બન્નેના આચરણમાં "જગત આવું અજબ સુન્દર શી રીતે બન્યું હશે?" એ પોતાના મહાપ્રશ્નનો ઉકેલ તે જુવે છે

ગિરિધર નીચ, અસ્પૃશ્ય જાતિનો, લોકનાથના મન્દિરમાં-જગતમાં પૂજારીઓને હાથે હડધૂત થતો, લોકનાથનો અલૌકિક બાળક છે. નીણાચાર્યને લોકનાથના મન્દિરમાં સૌ પાગલ જ ગણે છે કારણ એ

તેમની પ્રાણ-સખી છે રાજદરબારોને રીઝવવા માટે કે પેટ ભરવા માટે ગખેથી વેચ્યા નથી. વીણાચાર્ય ઉપર લખમીચંદ વાણીયાનું કરજ છે જીવતા હતા ત્યાંસુધી થોડુ થોડુ કરીને વીણાચાર્ય પોતે એ ભરતા જતા હતા, પણ એક રાતે ગિરિધર તથા વીણા બન્નેને ટળવળતા મૂકી વીણાચાર્ય મૃત્યુ પામે છે બીજે દિવસે સવારે ગિરિધર લખમીચંદ પાસે જઈ પોતાના સ્વામીનુ ઋણ ફેડવાનો પોતાનો નિશ્ચય તેને જણાવે છે, અને પછી તરત જ, તે દિવસે શરદની છુટ્ટી હોવા છતા, બધા છોકરાઓની સાથે ગમ્મતમા ન પડતાં, સૌથી જુદો પડી સ્વામીનુ ઋણ ફેડવા માટેના કામના જ પરમ ઉત્સવ અને આનદ માની, એક ઝાડને છાયડે, એકાંતમાં બેસી પોથી-પાનીયા લખવાનુ શરૂ કરી દે છે આ બાળકના પ્રેમથી સમ્રાટના અત૰કરણમાં એકાએક એક અજબ તત્ત્વનો ચમકાર થાય છે, તેનો મહાપ્રશ્ન ઉકેલાય છે, "જગત્ આનદનુ ઋણ ભર્યા કરે છે, પોતાનુ સર્વસ્વ સમર્પીને ભર્યા કરે છે, તેથી જ તે આટલુ બધુ સુન્દર છે" આ તત્ત્વનો ઉપયોગ પણ સમ્રાટ તરત જ કરી નાખે છે ગિરિધર તથા દાદા પ્રત્યેનુ પોતાનુ 'આનદ ઋણ' એ ત્યા ઉભાઉભ જ યથાશક્તિ ચુકવી દે છે ! ખરેખર, 'આનદનુ ઋણ' ભરવામાં ઢીલ, આળસ કે બેપરવાઈ થાય છે ત્યારે જ આ સુન્દર વિશ્વ અળખામણુ બને છે !

આટલી તત્ત્વચર્ચા સાથે જન-સ્વભાવનુ કવિનુ ઉડુ જ્ઞાન અને તેમાથી ઉપજતો સ્વાભાવિક વિનોદ તો નાટકના શબ્દેશબ્દમાથી નીતરી જ રહ્યા છે લખમીચંદ વાણીઓ તથા સોમપાલ સામત, બન્નેની નફટ સ્વાર્થવૃત્તિ નાટકમા હૃદયગમ, શિષ્ટ શૈલીમા આલેખાયલી હોઈ, માર્મિક વિનોદની ઠીક જમાવટ કરે છે અભિનયરસીયા બાળકોને આવા પાત્રોમા પોતાની કલા પ્રગટાવવાનો સારો જોગ મળી શકે

બાકી રહ્યા દાદા કવિના ઘણાખરા નાટકમા દાદા તો હોય જ દાદા એટલે જીદગીના સારામાઠા અનેક અનુભવોથી રીઢાઈ

ટીચાઈને કાળમીંઢ પાણા જેવા થઈ ગયેલા સંસારના શાણા બગલા નહિ, પરન્તુ એ બધા અનુભવોના ઝેરને મહાદેવના સામર્થ્યથી ગળી જઈ, ફરી પહેલાના કરતાં યે વધારે રમતીયાળ, મસ્ત બાલ્યાવસ્થા માણતા બાળકમાં યે અજબ બાળક! આખા જગતની સાથે એમને અને આખા જગતને એમની સાથે વિનોદનો નાતો! તે બાળકો સાથે નાચે, કૂદે, ગાય અને સન્યાસીને ચરણે બેસી બાળકના જેવા ભોળા ભાવે ઉપદેશ સાંભળે, લખમીચંદને બાળકની પેઠ વિનોદ કરતા કરતા ઠપકો આપે અને સામંત સોમપાલ આવ્યાથી પોતાને થોડી વાર "બાપજી" થી નોખું પડવું પડે એટલે રહીડાઈને બાળકની પેઠે રાજા અને રાજ્યને બેએક બાળ-ગાળો પણ સુણાવે!

"શારદોત્સવ" માં નવ ગીતો છે સંગીતભીનાં, લલિત બંગાળી ગીતોને ગૂજરાતીમાં આબાદ ઉતારવા માટે તો કોઈ સમર્થ કવિની પ્રતિભા જ જોઈએ. અહિં તો આ અનુવાદ કદાચ કોઈવાર ભજવાય તો તેને ભજવનાર બાળકો ગીતોની મઝાથી સાવ ઊણાં ન રહે એટલા ખાતર જ એમાંથી સાતને ગૂજરાતીમાં ઉતાર્યાં છે. ગીતોના ભાવ પણ અનુવાદકથી બરાબર ન ઝીલી શકાયા હોય એ અસંભવિત નથી, પણ એ ભાવ જેવા એ સમજ્યો તેવા તેના પોતાના જ શબ્દોમાં ઉતારવાનો તેનો પ્રયાસ છે। એમાંથી એકાદ બે ગીતો પણ બાળકોને આનંદ આપી શકશે તો 'આનંદનું ઋણ' ફેડવાનો એનો યે પ્રયાસ કાંઈક અંશે લેખે લાગશે.

બીજું નાટક 'મુગટ" તો વળી આપણી આધુનિક રંગભૂમિને સાવ અનુકૂળ છે. એમાં ત્રણ અંક છે અને એકેકે અંકમાં પાંચથી સાત પ્રવેશો છે. પ્રવેશે પ્રવેશે વસ્તુનો એકધારો વિકાસ થતો જાય છે. એમાં એકેય વાક્યમાં તત્ત્વચર્ચા નથી, છતાં આખા નાટકમાંથી અને એની વસ્તુસંકલનાના કરુણાન્ત પરિણામમાંથી એક સુંદર તત્ત્વનો ધ્વનિ ગુંજી રહે છે. પ્રસ્તાવનામાં એ ધ્વનિને વાચ્ય કરી નાખી રસિક વાચનારાઓના હૈયાં દુભવવાનો અનુવાદકનો ઈરાદો નથી. રસિકશિરોમણિ કવીન્દ્રે જ જેને ધ્વનિરૂપે રાખ્યું તેને અન્યથા કરવાનો અવરને અધિકારે ય શો?

તા. ૧-૯-૨૪ **અનુવાદક.**

# શારદોત્સવ



## પ્રથમ દૃશ્ય



(શેરીમા છોકરાઓ ગાય છે)

### ગીત

(દિવ્ય છંદ)

ઘનઘોર ઘટા વીખરાઈ,
છુટ્ટુ આજે આકાશ !
જો, મેઘ—ઉછંગે, ભાઇ,
ફૂટે કિરણો કરી હાસ !
સૌ માઝા આજે તૂટી !
શો રંગ રૂડે રેલાય !
વાહ છુટ્ટી, છુટ્ટી, છુટ્ટી,
દિલ થનગન થનગન થાય !

જઇ ફરશુ વિશાળ વનોમા
સૌ કરતા કિલકિલકાર !
કે હરિયાળી કુંજોમા
ગુંજન કરશુ સૌ બાળ !
કે ઝબોળશુ જઇ ઝરણે
ઝબ ઝબ ઝબ ઝબ ઝબ પાય !
વાહ છુટ્ટી, છુટ્ટી, છુટ્ટી,
દિલ થનગન થનગન થાય !

વડપાનની કરશું હોડી,
શણગારશું ફુલડે આજ !
શઢ, સુકાન, થંભ, હલેસા,
સૌ રંગબેરંગી સાજ !
એ લટકતી લટકતી
સરવરિયે સરશે, ભાઇ !
વાહ, છુટ્ટી, છુટ્ટી, છુટ્ટી,
દિલ થનગન થનગન થાય !

વનવનમાં ગૌધણ ચારે
ગૌ-રસીયા બાલ-ગોપાલ !
તરૂમા—પ્રતિપર્ણે ગાજે
સુર બંસરીના રૈમાળ !
ચલ, ચંપક-પરાગ લૂટી
જઇ મર્દન કરીએ કાય !
વાહ, છુટ્ટી, છુટ્ટી, છુટ્ટી,
દિલ થનગન થનગન થાય !

### લખમીચંદ

(ઘરમાંથી બહાર નીકળીને)

છોકરાઓએ તો માથું પકવી નાખ્યું ! અરે ઓ મગ....ન ! ઓ અમૃતલા . લ ! પકડો તો, આ છોકરાઓને પકડો તો !

### છોકરાઓ

(આઘે અટકી જઇ, તાળીઓ પાડતા પાડતા)

અરે લખીઓ આવે રે, લખીઓ આવે !

લખમીચંદ

અરે ઓ અલેખાપરસા....દ ! આ લોકોને કાન પકડી પકડીને અહિં લાવ જોઇએ ! એકકેયને મૂકીશ મા !

એક છોકરો

(જાનોમાનો વાંસેથી આવી કાને ખોસેલી કલમ તાણી લઇને)

લેતો જાય બેટો લખો,
કર્યાં કરે મરને ડખો !

લખમીચંદ

અભાગીઆઓ, ભીખલાઓ નહિ તો ! આજે એકકેયનાં હાડકાં સાજાં નથી રહેવાના !

(દાદા પ્રવેશ કરે છે)

દાદા

કેમ, શું છે, ભાઇ લખા ? આ રૂદ્રરૂપ શું કરવા ?

લખમીચંદ

અરે જુવોને, સવારના પહોરમા આ લોકોએ કલબલ કલબલ કરીને કાન ખાવા માંડયા છે !

દાદા

આજે એમને શરદપૂર્ણિમાની છુટ્ટી છે તે એટલી મજા ન કરે ! બિચારા ગાય છે એમાં યે તારા કાનમાં ખૂંચે છે ! હાય હાય, ભગવાને તને એટલી યે શાન્તિ નથી આપી !

લખમીચંદ

ગાવાનો અત્યારે વખત નથી ! મારા હિસાબમાં ભૂલ થઇ જાય છે, આજે મારો આખો દિવસ આ લોકોએ ધૂળ કર્યો !

દાદા

હલ્લતારી..! ત્યારે હિસાબ ભૂલાવી દેવામાં તો આ લોકો ઉસ્તાદ લાગે છે! એમનો સુર સાંભળીને તો મારી ઉમરના હિસાબમાંયે પચાશ પંચાવન વરસનો ચોટાળો થઈ જાય છે! ઓ વાદ-ળાઓ! આવો આવો, ચાલો તમને હડમાનજીવાળા ખેતરોમાં ફેરવી આવું! જા ભાઈ લખા, જા. ચોપડા લઇને બેસ. હવે તારા હિસાબમાં ભૂલ નહિ પડે.

(છોકરાઓ દાદાને ઘેરી લઇ નાચાનાચ કરી મૂકે છે)

પહેલો છોકરો

હા, દાદા, ચાલો!

બીજો છોકરો

આજ અમને વાતો કહેવી પડશે!

ત્રીજો છોકરો

ના, વાતો નહિ. આજ તો વીર–વડલાના છાંયડા નીચે દાદા હરિકથા જમાવશે!

ચોથો છોકરો

વીર–વડલે નહિ, દાદા, આજ આસોપાલવના વનમાં ચાલો!

દાદા

ચુપ, ચુપ, ચુપ! આમ ગરબડ મચાવશો તો લખમીચંદ વળી પાછા આવશે!

(લખમીચંદ ફરી પ્રવેશ કરે છે)

લખમીચંદ

અરે, કિયા કાળા મ્હોંના ધણીએ મારી કલમ લીધી છે જે?

(કલમ ફેંકી સૌ નાસી જાય છે)

(ગિરિધર પ્રવેશ કરે છે)

### લખમીચંદ

કેમ રે, તારા શેઠે કાંઈ રૂપીઆ મોકલાવ્યા છે કે ! હજુ ઘણું યે દેવું છે !

### ગિરિધર

કાલ રાતે મારા શેઠ મૃત્યુ પામ્યા છે.

### લખમીચંદ

મૃત્યુ પામ્યા છે ! મૃત્યુ પામ્યે કેમ ચાલશે ? મારા રૂપીઆનું શું થશે ?

### ગિરિધર

એમની પાસેથી તો કશું યે નથી નીકળ્યું ! જે વીણા-વગાડી, કમાઈ, તમારૂ કરજ ભરતા, તે વીણા છે ફક્ત !

### લખમીચંદ

વીણા છે ફક્ત ! રૂડા સમાચાર દીધા !

### ગિરિધર

રૂડા સમાચાર દેવાને જ હું આવ્યો છું એક દિવસ હું શેરીનો ભિખારી હતો. તેમણે મને આશરો દીધો અને પોતાને મહામૂશીબતે મળતા રોટલામાથી ખવડાવી પણ-ડાવીને માણસમાં આણ્યો. તમારી પાસે દાસપણું કરીને હું, એ મહાત્માનું ઋણ ફેડીશ

### લખમીચંદ

સમજ્યો ! એટલે હવે એ મરણ પામ્યા હોવાને લીધે મારા મહામુશીબતના રોટલામાં ભાગ પડાવીશ ! એજ કે, બીજું કંઈ ? પણ હું એવો ગધેડો નથી ! જાઓ, તમે શું કામ આવ્યા છો, કહો જોઈએ ?

ગિરિધર

મને રંગબેરંગી અક્ષરોવાળી પોથીઓની નકલ કરવાં આવડે છે તમારો રોટલો મને નથી ખપતો. હું પોતે કમાઇશ તેટલુ ખાઇશ અને સાથે સાથે તમારૂં કરજ પણ ભરતો રહીશ.

લખમીચંદ

અમારા વીણાચાર્ય પોતે જેવા મૂર્ખ હતા તેવો જ બરાબર આ છોકરાને બનાવતા ગયા છે! હૈયાફૂટો છોકરો પારકાનું કરજ ગળે ઘાલીને વગર મોતે મરી જશે! દરેક માણસને એવી જ રીતે મરવાની ટેવ–શુ કરીએ? ઠીક, બહુ સારૂં દરેક મહિનાની ત્રીજી તારીખ પહેલા, બરાબર નિયમસર રૂપીઆ ભરવા પડશે નહેતર . .

ગિરિધર

નહિતર વળી શુ? મને ધમકી આપવી ફોગટ છે. મારા ઉપર બોજુ જ તમારૂં કરજ છે જે તમે મને દબાવો! હુ તો મારા શેઠને ખાતર, સ્વેચ્છાથી જ તમારી પાસે બંધાઉ છુ. મને બીક દેખાડવા માગો છો!

લખમીચંદ

ના રે ના. ધમકી નથી દેતો તું તો રાજાનો કુંવર! તું તો સોનૈયો–ચન્દરમાનો અવતાર! પણ રૂપીઆ બરાબર વખતસર ભરતો જજે, ભાઈ નહિતર, મારે ઘેર ઠાકોરજી છે તેમનો ભોગ ઓછો કરવો પડશે, અને એનું પાપ તારે માથે ચડશે!

(ગિરિધર ચાલ્યો જાય છે)

અરે, આ મારો છોકરો તો અહિંજ ભમ્યા કરે છે! મેં રૂપીઆ કયાં કયાં દાટી રાખ્યા છે એનીજ તલાશમાં

ભાઈ સાહેબ પડયા લાગે છે ! એનીજ બીકથી, એક કોઠી-માંથી બીજીમાં અને બીજીમાંથી ત્રીજીમાં, એમ બિચારા રૂપીઆને મારે સદૈવ ફરતા રાખવા પડે છે ! ફુલચંદ, એ...ય ફુલીયા, આ તરફ શું કરવા ? કંઈ કામ છે ?

ફુલચંદ

છોકરાઓ બધાય આજે સુભદ્રાને કાંઠે રમવા ગયા છે, રજા આપો તો હું યે જઉં.

લખમીચંદ

સુભદ્રાને કાંઠે ! એમને ખબર પડી ગઈ લાગે છે ! સુભદ્રાને કાંઠે તો મેં સાચા મોતીનો દાબડો દાટી રાખ્યો છે ! (ફુલચંદને) નહિ, નહિ, ખબરદાર, કહુ છું ! નથી જવું ત્યાં ! ચાલ, ઝટ ચાલ, આંક મ્હોડે કરવાના છે !

ફુલચંદ

(નીસાસો નાખીને) આજ આવો સુંદર દિવસ !

લખમીચંદ

દિવસ તે વળી સુદર હોતા હશે ! આમ માથાઝીક કરીશ તો મુઓ પડયો સમજજે ! જા, કહું છું, ઘેર જા !

(ફુલચંદ જાય છે)

ભારે બુંદિયાળ દિવસ ! આશોનો આ ઉજાશ જોઈને તો મારૂં યે મગજ ચસકી જાય છે. કયાંય મન ચોંટતું નથી. મલયદ્વીપમાં જઈ ચન્દનનો ભોગ કરી આવવાનું મન ઘણા યે દિવસ થયા છે ! પણ જે થવાનુ હોય તે થાઓ. એ બધું પછી. હાલ પ્રથમ તો સુભદ્રાને કાંઠે એક આંટો

મારી આવવો જોઇએ. છોકરાઓને ખબર પડી ગઇ હશે તો ! એ તો ઉંદરની જ જાત ! કોઇપણ જણસ ઠેકાણે ન રહેવા દે. ખોદી કોરી કાતરી બધું ચોમેર પાથરી મૂકે. કોઇ પણ ચીજની એમને કીંમત નહિ ! હાથમાં આવે તે તોડી ફોડીને ધૂળ કરી નાખે ત્યારે જ એમને ચેન પડે !

([illegible])



# દ્વિતીય દૃશ્ય.

સુભદ્રાને કાંઠે વન

(દાદા તથા છોકરાઓ ગાય છે)

ગીત

(રાગ–કાયમાં કાયમીના ભજનનો)

ખેલે તડકો–છાંયડો લ્હેરે લીલુડા વનમોઝાર,
ઉપર ભૂરા વ્યોમમંહિ શ્વેત મેઘ કરે સંચાર
ચગી આજે, ભાઇ, અનેરી
રમત સંતાકૂકડી કેરી!

પહેલો છોકરો

દાદા, તમે અમારી ટુકડીમાં!

બીજો છોકરો

નહિ, દાદા, તો કાંઇ નહિ! તમે અમારી ટુકડીમાં!

દાદા

રહેવા દો, ભાઈ આપણાથી દોડાદોડી તો નહિ બને. આપણે હવે ખાઇપી ઉતર્યા છીએ! તેમ કોઇને ના પણ નહિ પડાય. હું તો વચ્ચુકુટીઓ થઇશ બસ, છે કાંઇ કોઇને હવે કહેવાપણું? ચાલો, હવે આ ગીત ઝીલો.

ગીત

મધ પીતા મધુકર ભૂલ્યા ને વેલછા છાઇ અપાર,
પતંગ પેઠે ઉડવા ઉપડયા ઝીલવા તેજ અંબાર!
નદી કેરા ધેરા પ્રવાહે
છાયા–તેજ–મિલન થાયે!

બીજી રાત્રી

(પ્રવેશ કરીને)

જાણ્યું હવે, દાદા. અમને સાદે ય ન કર્યો તમે ! હવે તમારી સાથે કિટ્ટા, જાઓ, જીંદગીભર કિટ્ટા !

દાદા

આવડો આકરો દંડ ! આ તો ઉલટો ચોર કોટવાલને દંડે ! વાંક પોતાનો અને સજા મને ! વાહ ભાઇ, વાહ ! હું તો તમારા સાદની જ વાટ જોતો'તો ! પણ થયું હવે ! આજે ઝગડો નથી કરવો ચાલો ગીત ઝીલો.

ગીત

આજ

ઘેર જવાની વાત ન કરશો ! ઘેર ગયે શું થાય ?

આજ

આભલાં ભેદી, સૃષ્ટિ તણા સો ભેદ ઉકેલશું, ભાઈ !

ખજાના કરશું ખાલી,

ચઢાવશું મસ્ત પ્યાલી !

આજ

શ્યામલ ધરતી ઉપર ડોલે છે ધવલ કીર્તિ ચોપાટ !

આજ

વાયુમાંહે વરતાયે છે, ભાઇ, અનુપમ અટ્ટહાસ !

ભાઈઓ મારા બસરી છેડો !

લગાડોને નાથથી નેડો !

પહેલો છોકરો

દાદા, જુવો તો ખરા. કોઈ સન્યાસી આવે છે.

બીજો છોકરો

વાહ ! વાહ ! મઝા પડશે, બહુ મઝા પડશે ! અમે બધા ય સંન્યાસી સાથે રમશું—એના ચેલા બનશુ !

ત્રીજો છોકરો

એની સાથે સાથે ચાલ્યા જઈશુ ! ક્યા ગયા એ કોઈને ખબરે ય ન પડે !

દાદા

અરે, ચુપ, ચુપ.

બધા

સંન્યાસી બાવા ! એ ય સન્યાસી બાવા !

દાદા

અરે, સબુર, સબુર ! સન્યાસી બાવા ચ્હીડાઈ જશે

(સન્યાસી પ્રવેશ કરે છે)

છોકરાઓ

હે સન્યાસી બાવા ! તમે ભલા અમારા ઉપર ચ્હીડાઈ જાઓ ! આજે અમે બધાય તમારા ચેલા બનશુ !

સંન્યાસી

અરે વાહ ! એ તો ભારે મઝાની વાત ! અને પછી, મારો વારો ! તમ બધા ય બનજો બાળ—સન્યાસીઓ અને હુ બનીશ તમારો બુઢ્ઢોચેલો ! ફાંકડી રમત—અજબ રમત !

દાદા

પ્રણામ ! આપ કોણ ?

સંન્યાસી

વિદ્યાર્થી !

દાદા

આપ વિદ્યાર્થી !

સંન્યાસી

હા. બધી પોથીઓ બાળી નાખવા માટે નીકળ્યો છુ.

દાદા

બાપજી, લાગે છે કે વિદ્યાનો બધો બોજો ખ ખેરી નાખી, હલકાફુલ થઇ સમુદ્રમા ઝપલાવવાની ધારણાએ નીકળ્યા હશો !

સંન્યાસી

આંખોની કીકીઓ ઉપર પુસ્તકોના પડળ વળ્યા છે એ ખસેડવા માટે નીકળ્યો છું

દાદા

સુંદર, સુંદર ! પ્રભુ, આપની જરા ચરણરજ લઉં ! આપનું નામ મેં સાભળ્યુ લાગે છે.—આપ સ્વામી અપૂર્વાનંદ તો નહિ ને ?

છોકરાઓ

સન્યાસી બાવા, દાદા અત્યારથી આ શું બકબક કર્યો કરે છે ! એમ કરતા કરતા પછી અમારી છુટ્ટી પૂરી થઇ જાય છે !

સંન્યાસી

સાચી વાત, બાપુ, મારી યે છુટ્ટી વહી જાય છે.

છોકરાઓ

તમને કેટલા દિવસની છુટ્ટી છે ?

સંન્યાસી

બહુ જ થોડા દિવસોની મારા ગુરૂમહારાજ તો મારી પાછળ પડયા છે, તે બહુ દૂર નથી. આવીને મને પકડી પાડે એટલી વાર છે !

છોકરાઓ

બાપ રે, તમારા ગુરૂમહારાજ તો આકરા દેવ !

પહેલો છોકરો

સંન્યાસી બાવા ! ચાલો, અમને અહિંથી લઇ ચાલો, મરજીમા આવે ત્યાં લઇ ચાલો !

દાદા

તો હુ પણ વાસે જ છુ ! બાપજી, મને ય વીસરશો મા !

સંન્યાસી

ઓહો ! પેલો છોકરો કોણ છે ? આવે દિવસે ઝાડને છાયડે પોથીઓમા દટાઇને બેઠો છે !

છોકરાઓ

ગિરિધર !

પહેલો છોકરો

ભાઈ ગિરિધર, ચાલ ભાઇ ચાલ. અમે આજે સન્યાસી બાવાના ચેલા બનીએ છીએ. તું પણ સાથે. તું થા પટ્ટશિષ્ય !

ગિરિધર

ના ભાઈ, મને કામ છે

છોકરાઓ

કામ વળી કેવુ આજે ! ચાલ !

ગિરિધર

હજુ ઘણા યે પાનીઆં બાકી છે !

છોકરાઓ

જાણ્યું હવે એ તો ! બહુ ભારે કામ કાઢ્યું ! સન્યાસી બાવા, તમે એને કહો ને ! અમારૂં કહ્યુ એ નહિ માને ! પણ એના વિના મઝા નહિ પડે

સંન્યાસી

(ગિરિધરની પાસે બેસીને)

બાપુ, શું કામ છે ? આજ તો કામનો દિવસ નથી.

ગિરિધર

(સન્યાસીના મ્હો સામુ પળભર નીરખી, ચરણરજ માથે ચડાવીને)

દિવસ તો આજ છુટ્ટીનો છે પરંતુ મારે માથે ઋણ છે તે ફેડવા માટે આજે કામ કરૂં છું.

દાદા

દુનીઆમા તારે માથે તે વળી કોનુ ઋણ, બેટા ?

ગિરધર

દાદા, મારા સ્વામી મૃત્યુ પામ્યા છે એમને માથે લખમીચંદનુ કરજ રહી ગયુ છે તે મારે પોથી-પાનીઆની નકલ કરી કરીને ભરી દેવું છે.

દાદા

હાય હાય ! તારા જેવા કાચી ઉમરના છોકરાઓને યે ઋણ ભરવાનું ! અને તે યે વળી આજે આવે દિવસે ! બાપજી, આજ તો વળી હવા યે ઉતરાદી હોવાથી સામે કાંઠે કાશના વન ભરતીથી છલી ઉઠયા છે, આ કાંઠે ધાન્યનાં લીલાંછમ ખેતરો જોનારની આંખો ઠારી રહ્યા છે; શેફાલિકાના વનની ફોરમથી આકાશ ફોરી રહ્યું છે;—

અને એ બધાની વચ્ચે આ છોકરો આજે ફરજ ભરવાની ધુન લઈને બેઠો છે ! આ તે શી રીતે જોયું જાય !

### સંન્યાસી

અરે પણ એથી વળી વિશેષ રળીયામણું શું ? એ છોકરો તો આજ શારદાને બે બે લાડ કરે છે, શારદાનો ખોળો ચે જુવો ને, એના વડે કેવા ઝળહળી રહ્યો છે, શારદા એને પોતાની સમસ્ત દિવ્ય કાંતિ સમર્પી, છાતીસરસો ચાપીને બેઠી છે ! દાદા, નજર તો કરો ચે મેર, ઋણ ફેડવાની આ બાલકની લગની જેટલા સુંદર ફુલ કયા ય ખીલ્યા દેખો છો ? લખ, લખ, બાપુ, લખ, તુ લખ અને અમે જોઈએ ! તુ લીટી ઉપર લીટી લખતો જાય છે અને છુટ્ટી ઉપર છુટ્ટી મેળવતો જાય છે ! છુટ્ટીઓ મેળવવા માટે તુ આટલી બધી તૈયારીઓ કરી રહ્યો છે તેમા અમારાથી આડે કેમ અવાય ! લાવ, ભાઇ, એકાદ પાનીયુ મારી કને યે લાવ, હું પણ લખુ આજનો દિ લેખે લાગે

### દાદા

છે, ચશ્માની ડબી અહિં જ છે હુ યે બેસી જઉં.

### પહેલો છોકરો

સન્યાસી બાવા, અમે યે લખશુ. મઝા પડશે.

### બીજો છોકરો

હા, હા. બહુ મઝા પડશે

### ગિરિધર

નહિં બાપજી. એથી આપને નાહક કષ્ટ થાય.

### સંન્યાસી

માટે જ તો બેઠા છું ના ! આજ અમે બધા ય મઝા

કરતા કરતા કષ્ટ વેઠવાના છીએ. ખરૂં ને, છોકરાઓ ?
આજ કાંઈક કષ્ટ ન વહોરીએ તો મઝા શી રીતે પડે !

બધા

( તાળીઓ પાડતા )

ખરી વાત ! નહિતર મઝા શેની ?

પહેલો છોકરો

લાવ, લાવ એક પાનીયુ મારી કને લાવ !

બીજો છોકરો

એક મને યે આપ !

ગિરિધર

પણ તમને આવડશે ખરૂ !

પહેલો છોકરો

બરાબર આવડશે આવડશે શુ કરવા નહિ ?

ગિરિધર

કટાળી નહિ જાઓ ?

બીજો છોકરો

લગીરે ય નહિ

ગિરિધર

બહુ જ ચીપી ચીપીને લખવુ પડશે.

પહેલો છોકરો

તે એટલી યે ખબર નહિ હોય ! જોજે તુ !

ગિરિધર

ભૂલ પડશે એ નહિ પાલવે.

બીજો છોકરો

પણ ભૂલ પડશે જ નહિ ને!

પહેલો છોકરો

ખૂબ મઝા પડશે. પૂરૂં કરૂં ત્યારે જ મૂકું!

બીજો છોકરો

ત્યાંસુધી અહિંથી ચસું પણ નહિ!

ત્રીજો છોકરો

કેવી મઝા! દાદા, આજે લખવાનું બધુંય પૂરૂં કરી નાખી, ગિરિધરને લઇ હોડી હોડી રમવા જઇશું, ખરૂં ને?

ગીત

( મારી લાજ તમારે હાથે, નાથ નીભાવજો રે"—એ રાગ )

આવ્યું આનન્દ—સાગર પૂર!

શૂર સંભાળજો રે!

ખલાસી! જવું હજુ બહુ દૂર!

ધીરે હંકારજો રે!

પ્રચંડ મોજાંઓ અથડાએ;

હોડી હાલકલોલક થાએ.

દેખી દિલ લોભાયે!

મઝા એ માણજો રે.

પ્રલય કાળતણા વા વાયે
સફર તો યે અધૂરી ન મૂકાયે !
જીવ જાયે તો જાયે !
હલેસા મારજો રે !

પાછળ કો' બૂમ પાડી બોલાવે,
વાતો વિવિધ ભયકેરી સુણાવે
કાયર સૌ બીવડાવે !
હીંમત ના હારજો રે

કસી કસી રસ્સી શઢની ઝાલો,
હાથ ઢીલો ના કરતા હાલો !
મજબૂત મનડે ચાલો !
સફર આ મ્હાલજો રે !

ઘર ઝાલી બેસો શા માટે ?
એવું દુઃખ શે હોય લલાટે !
મધદરીએ શિરસાટે
ગીત લલકારજો રે

**સંન્યાસી**

દાદલિયા !

**દાદા**

(જીભ કાઢીને)

પ્રભુ, આપે ય મશ્કરી કરશો !

સંન્યાસી

તમે દુનીઆમા દાદા થઇને તો અવતર્યો છો ! ઇશ્વર બધા ય સાથે તમારો મશ્કરીનો સબધ છડેચોકે પાથરી બેઠો છે તે કાંઇ તમારાથી છુપાવી શકાય એમ છે ! નાના નાના છોકરાઓની પાસે તો કાઈ યે બોલતા નથી અને મારી સાથે આમ છેતરપિંડી રમવા માગો છો !

દાદા

છોકરા ફોસલાવવા એ તો મારૂ કામ ! બાપજી, આપ પણ છોકરાઓની ટોળીમા ભળી જતા હો તો પછી મારે કશુ કહેવાપણુ રહેતુ જ નથી ! ઠીક, પ્રભુ, શી આજ્ઞા છે ?

સન્યાસી

હુ એમ કહેતો હતો જે આજે તમે જે ગીત ગાયુ તે મને ઠીક ન લાગ્યુ હુ ખમા દબાઇને આટલી બધી ખેંચતાણ કરવાની વાત મને તો કાને સાભળી પણ નથી ગમતી. હુ ય તો જગતને છાઇને જ રહ્યુ છે પણ ચોગમ નજર તો નાખો, ખેચતાણે તો હદ કરી છે ! ખેંચતાણમા તો કોઇનો ચહેરો પણ નથી દેખાતો. મારે તો આજે આ શરત્-પ્રભાતને છાજે એવુ ગીત લલકારવુ છે.

દાદા

તેથી જ તો આપનો સત્સગ આટલો અમુલ છે ! આપની પાસે ભૂલ કરી યે લેખે લાગે !

સંન્યાસી

ગીત

(—"ઘેલા અમે ભલે થયા રે"— એ મીરાબાઇના ભજનનો રાગ)

આંસુડા ઝીલું ઝીલું રે,
માજી, મારા મોતી-મોઘા આસુ !

મારા દુખદરિયાના દિલના આંસુ !
ગૂથીશ એની માળ !
માજી, તે તુજ કંઠે ધરાવીશ,
સાચવજે ચિરકાળ !

આસુડા ઝીલું ઝીલુ રે,
માજી, મારા મોતી–મોઘા આસુ !

ધન–ધાન્ય, મા, અર્પું શી રીતે ?
તે જ દીધેલા સર્વ !
દુખ તો મારા, આસુ મારા —
અરપુ એ ધરી ગર્વ !

આસુડા ઝીલુ ઝીલુ રે,
માજી, મારા મોતી–મોઘાં આસુ !

આભૂષણે કંઇ ઉણી નથી મા,
તેજ તેજ અંબાર !
તો યે રૂદે ચાંપીને સદા મુજ,
પહેરશે અશ્રુહાર !

આંસુડા ઝીલું ઝીલું રે,
માજી, મારા મોતી–મોઘાં આંસુ !
ભાઈ ગિરિધર, તારા સ્વામિનું નામ શું હતું ?

ગિરિધર

શૂરસેન.

સંન્યાસી

શૂરસેન ! વીણાચાર્ય ?

ગિરિધર

હા જી આપ એમને ઓળખો છો ?

સંન્યાસી

એમની વીણા સુણવાની આશે તો અહિં સુધી મુસાફરી કરી છે

ગિરિધર

એટલા બધા પ્રખ્યાત હતા એમ ?

દાદા

તે શુ એ એવડા મોટા કલાકાર હતા એમ ? એમની વીણા સાભળવા માટે જ આપ અહિ સુધી ચાલીને આવ્યા છો ! અમે તો એમની કદરે ય ન કરી !

સન્યાસી

અહિના રાજાએ ?

દાદા

અહિંના રાજાએ તો તેમને કદી તેડાવ્યા યે નહોતા, આંખે દીઠા યે નહોતા. પણ આપે એમની વીણા કયા સાંભળેલી ?

સન્યાસી

વિજયાદિત્ય રાજાનું નામ તો .

દાદા

શુ કહો છો, બાપજી! અમે અત્યત ગમાર ગામડીઆ રહ્યા તો યે વિજયાદિત્યનુ નામ કદી ન સાભળ્યુ હોય એમ તે કાંઈ બને? એ તો અમારા ચક્રવર્તી સમ્રાટ્!

સંન્યાસી

તે હશે. એમની કચેરીમા એક દિવસ શૂરસેન વીણા વગાડતા હતા ત્યારે સાભળેલી રાજાએ તેમને પાટનગરમા રહેવા માટે ખૂબ આગ્રહ કર્યો, પણ તે માભળે જ શાના?

દાદા

હાય હાય! એવડા મોટા માણસને અમાગામાના કોઈથી યે માન ન દેવાયુ!

સંન્યાસી

માન ન દેવાયુ!—તેમ ઘટાડી પણ ન શકાયુ! બીજાઓએ તેમને મોટા કર્યા, પૂજ્યા. ભાઈ ગિરિધર, તારી સાથે એમને શી રીતે સબધ થયો?

ગિરિધર

નાની ઉંમરે મારા પિતા ગુજરી જવાને લીધે હુ આ નગરમા આશ્રય માટે આવ્યો તે દિવસે, શ્રાવણ માસને પરોઢીએ, વરસાદ ઇન્દ્રાધાર વરસતો હતો "એક ખુણે ઉભો રહીશ" એમ વિચારી મે લોકનાથના મદિરમા પ્રવેશ કર્યો, પણ પૂજારીએ મને નીચ જાતિનો જાણી મારીને બહાર કાઢી મૂક્યો મારા સ્વામી મદિરમા બેઠા બેઠા વીણા વગાડતા હતા, તે તરત જ બહાર નીકળી મારી ડોકે બાઝી પડયા! કહેવા લાગ્યા, 'ચાલ, બાપુ, મારે ઘેર ચાલ" તે દિવસથી પુત્રની પેઠે જતન કરી તેમણે મને ઉછેર્યો લોકોમા તેમની

વાતો થવા માડી, પણ તેમણે કાન ન દીધો મે એક દિવસ તેમને કહ્યુ, "પ્રભુ, મને વીણા વગાડતા શીખવો ને! હુ તેના વડે કઇક કમાઇને આપના હાથમા મૂકી શકુ" તેમણે જવાબ દીધો, "બાપુ આ વિદ્યા પેટ ભરવા માટે નથી. મને એક બીજી વિદ્યા આવડે છે તે હુ તને શીખવી દઇશ" એમ કહી તેમણે મને રગબેરગી ચિત્રો ચીતરી પોથીઓ ઉતારતા શીખવ્યું તે જ્યારે સાવ પૈસાની તગીમા આવી જતા ત્યારે જ કોઇ કોઈ વાર પરદેશ જઇ, વીણા વગાડી, રૂપીઆ કમાઇ આવતા અહિં આગળ તો સૌ તેમને પાગલ ગણતા

### સંન્યાસી

શૂરસેનની વીણા તો સાભળવા ન મળી પરતુ, ભાઈ ગિરિધર, તારા કલ્યાણમા તેમની એક જુદા જ પ્રકારની વીણા મે સુણી લીધી એનો રણકાર તો મારા હૃદયમાથી કદી યે નહિ શમે. લખ, લખ, બાપુ લખ.

### છોકરાઓ

એ...ય આવે, લખીઓ આવે, એ...ય લખુડો આવે!

(દોડાદોડી)

### લખમીચંદ

સત્યાનાશ! મે દાબડો દાટયો છે તે જ ઠેકાણે બરાબર આ ગિરિધરે, મારે બેટે, આસન જમાવ્યુ છે હુ તો ધારતો' તો કે છોકરો ઓથો હશે તે પારકાનુ કરજ ભરવા નીકળ્યો છે પણ એમ તો નથી આ તો બીજાનું ગળુ રેસી નાખે એવો લાગે છે. મારા સાચા મોતીનો એને પત્તો મળ્યો હોય એમ દેખાય છે વળી કોઇ સન્યાસીને પણ કયાકથી પકડી

લાવ્યો છે. સન્યાસીનો ચેલો બનીને આ જગ્યા ઉપર અડ્ડો લગાવવાનો વિચાર લાગે છે ! ગિરિધર !

ગિરિધર

કેમ ?

લખમીચંદ

ઉઠ, ઉઠ આ જગ્યાએથી. આહં કેમ બેઠો છે ?

ગિરિધર

આમ આખો લાલ શુ કરવા કરો છો ? આ જગ્યા કાંઈ તમારી તો નથી ને ?

લખમીચંદ

આ જગ્યા મારી છે કે નહિ તેનો નીવેડો કરવાની પચાતના તારે શુ કરવા ઉતરવુ પડે છે ! બડો શાણો લાગે છે ! મારી પાસે તો મોટો સાધ બનીને આવ્યો' તો ! મેં તો કહ્યુ કે સાચ્ચેસાચ છોકરો શેઠનુ કરજ ભરવા માટે જ આવ્યો હશે અને આ તો કાયદામા પણ છે ! .

ગિરિધર

અરે પણ હુ એટલા ખાતર જ તો અહિં બેઠો બેઠો પોથી લખ્યા કરૂ છુ !

લખમીચંદ

એટલા ખાતર જ તો ! મારી ઉમર કેટલી ધારે છે, ભાઈ? મને નાનકડો ગગલો તો નથી ટેવ્યો ને ?

સન્યાસી

કેમ, પણ ભાઇ ? તમને કઇ શકા પડે છે ?

લખમીચંદ

શંકા પડે છે! અરે વાહ! આપ તો જાણે કાંઇ જાણતા જ નથી! મોટા જોગન્દર જાણે! દંભી નહિ તો ક્યાંકનો?

દાદા

અરે, બોલે છે શું? લખા, અમારા બાપજીનું અપમાન?

ગિરિધર

કપાળમાં પથરો હાંશને એક, તો મ્હોડાના છુંદેછુંદા નાંકળ ન શે! ઓહોહોહો! થોડોક પૈસાદાર છે તેમાં આવડો બધો કાટો! કોના પાસે કેમ બોલવું તેનું યે સુધ નથી!

(લખમીચંદ સંન્યાસીની પીઠ પાછળ સરતો જાય)

સંન્યાસી

અરે દાદા, અરે ગિરિધર! આ કરો છો શું? લખમીચંદ તમારા કરતાં ઘણો સારો માણસ લાગે છે જોતાં વેંત એણે મને પરખી કાઢ્યો! દંભી સંન્યાસી છું એમ જાણી લીધું! ભાઈ લખમીચંદ, મુલકે મુલકના માણસને ભૂલતો ભૂલતો અહિં લગી આવ્યો, પરંતુ તમને કદી નહિ ભૂલું હો!

લખમીચંદ

માળું! આનું પેટ કંઈ કળાતું નથી! પણ મેં ઠીક તો ન કર્યું. કોણ જાણે કંઇ શાપબાપ દઈ બેસે તો રામકા'ણી જ રે'ને! મારૂં ૨૦ મેડીવાળું વહાણ હજુ સફર પૂરી કરી પાછું નથી આવ્યું (રજા લઇને) નમસ્કાર, બાપજી, ઉતાવળમાં મેં આપને ઓળખ્યા નહિ અમારે ત્યાં વિરૂપાક્ષના મંદિરમાં વિકટાનંદ નામના એક સંન્યાસી રહે છે. મેં જાણ્યું જે એ જ અહિં હશે દાદા, તમે એક કામ કરો.

બાપજીને મારે ઘેર તેડી જાઓ મારે એમને થોડીક ભિક્ષા આપવી છે હુ પણ આ નીકળ્યો—પાછે પગલે જ—તમારા પહેલા પૂગીશ !

દાદા

વાહ રે તારી દયા ! કેમ જાણે તારા ઘરના ચપટી ચોખા સારૂ જ સાત સિન્ધુ ઓળગીને બાપજી અહિં આવ્યા હોયની !

સંન્યાસી

એમ તે શુ બોલતા હશો, દાદા ! ચપટી ચોખા પણ જ્યા દુર્લભ હોય ત્યા તો એટલુ યે ઘણુ ! ચાલો, ભાઈ લખમીચદ, ચાલો તમારે ઘેર

લખમીચંદ

હુ અબઘડી આવુ છુ તમારા પહેલા પૂગીશ. ગિરિધર, ઉઠ, કહુ છુ, જલદી ઉઠ, ઉપાડ તારા પાનીઆ !

ગિરિધર

ઠીક, ત્યારે ઉઠુ છુ પણ પછી તમારી સાથે મારે કશોય સબધ નહિ રહે હો

લખમીચંદ

તો તો તારી જ મહેરબાની, ભાઇ. તારા વિના ક્યાં અહિ મારૂ ગાડુ અટક્યુ છે ! આટલા દિવસ કેવુ મઝાનુ ચાલતુ હતુ !

ગિરિધર

મે જે ઋણનો તમારી આગળ સ્વીકાર કર્યો હતો તેમાથી, તમારે હાથે આ અપમાન સહન કરીને, હવે હુ મુક્ત થઉ છુ બસ, પતી ગયુ !

(જય છે)

લખમીચંદ

બાપ રે ! આટલા બધા ઘોડેસ્વારો અહિં ક્યાંથી આવતા હશે ! રાજાને મારા સાચા મોતીની ખબર તો નહિ પડી ગઇ હોય ને ! એના કરતા તો ગિરિધર સાત સારો હતો ! હાય હાય, હવે શુ કરૂ ? (સ યાસીને પકડીને) બાપજી, હુ તમારી ગાય, તમારે પગે લાગુ ! તમે બરાબર આ ઠેકાણે જ બેસો, આ ને આ જ ઠેકાણે હો ! હા હા, જરા કે ડાબી તરફ સરકો જોઇએ ! બ સ, થયુ ! ખૂબ દાબીને બેસજો હો હવે આ ઠેકાણેથી ઉઠવુ જ નહિ ! કોઇ પણ રીતે નહિ ! હુ તમને પછી જરૂર રાજી કરીશ

દાદા

અરે પણ છે શુ, લખા ? એકાએક ડાગળી તો નથી ચસકી ગઇ ને ?

લખમીચંદ

બાપજી, ત્યારે હુ હવે લગીર આઘો થઇ જઉ છું, મને જોશે તો વળી રાજાને રૂપીઆ સાભરી આવશે ! શત્રુઓ ધારે છે કે મે બધા રૂપીઆ દાટી રાખ્યા છે. સાભળ્યું છે કે રાજાજી કેટલેક ઠેકાણ કુવા ખોદાવવાના છે પ્રભુ જાણે કિયે કિયે ઠેકાણે ! પૂછ–ગાછ કરતા જણાય છે કે રાજાજી પ્રજાને પાણીની સગવડ કરી આપવા માટે એ બધુ કરી રહ્યા છે. કોઈવાર કદાચ મારા ઘરની ભીત પાડી નાખીને પણ પ્રજામાટે પાણીની સગવડ કરવાનો રાજાજીનો હુકમ થાય એવી બીકથી મને તો રાતે નીદરે ય નથી આવતી !

(જાય છે)

( રાજદૂત પ્રવેશ કરે છે )

રાજદૂત

નમસ્કાર, સન્યાસી મહારાજ ! અપૂર્વાનન્દ તો જ ને !

સંન્યાસી

કેટલાક તો મને એ જ નામથી ઓળખે છે !

દૂત

આપની અલૌકિક શક્તિની વ . . ાન્તમા ફેલાઈ અમારા મહારાજ સોમપાલ આપ . . . ની ઇ રાખે છે.

સંન્યાસી

પણ એ તો જ્યારે મારા પ્રત્યે દૃષ્ટિપાત કરે ત્યારે બને ને ?

દૂત

તો આપ જો જરા

સંન્યાસી

મે એક જણને કોલ દીધો છે કે તુ આવીશ ત્યા અહિં જ, તસુભર પણ ચસ્યા વગર, બેસી રહીશ. મારા જેવા અકિંચન, અકર્મણ્યકનુ તમારા રાજાને ખાસ કામ હોય તો તેમને અહિં જ આવવુ પડશે.

દૂત

પણ રાજેન્દ્ર . બહુ નજીક છે, ત્યા તે આપની જુવે છે

સંન્યાસી

બહુ નજીક હશે તો તો તેમને અહિં આવતા લગી તસ્દી નહિ પડે !

### દૂત

જેવી આજ્ઞા. જઈને બાપજીની ઇચ્છા એમને જણાવું.

(જાય છે)

### દાદા

અહિં તો હવે રાજસમાગમ થવાનો છે. હું વિદાય લઉં, બાપજી.

### સંન્યાસી

તે દરમીઆન તમે આપણા બાળબંધુઓને ભેળા કરી રંગ જમાવો હું બહુ વાર નહિ લગાડું.

### દાદા

[illegible]
આપણે તો બાપજીના ચરણ છોડીને ક્યાંય જવાના નથી!

(જાય છે)

(લખમીચંદ પ્રવેશ કરે છે)

### લખમીચંદ

બાપજી, અપૂર્વાનન્દ આપ જ! ત્યારે તો જબરો અપરાધ થઈ ગયો મારે હાથે! માફ કરજો હો!

### સંન્યાસી

મને હજી સન્યાસી કહ્યા એ જ તમારો અપરાધ હોય તો તો મેં એ ક્યારનો યે માફ કર્યો છે.

### લખમીચંદ

બાપજી, માફ કરતા તો સૌને આવડે!—એવી છેતરપિંડી મારા આગળ નહિ ચાલે! મને તો કંઈક આપું

વરદાન આપવુ પડશે! આપના દર્શન થયા ત્યારે કંઇ ઠાલે હાથે પાછો થોડો જ જઈશ!

સંન્યાસી

શું વરદાન જોઈએ?

લખમીચંદ

માણસોની આશાતૃષ્ણાને તો અંત જ નથી એ હું જાણુ છું! છતા યે મારી પાસે જે થોડી ઘણી પુંજી છે–બહુ જ સાધારણ છે–તેથી મને કેમેય કર્યો સંતોષ નથી વળતો શરદ્ ઋતુ આવી પૂગી છે મારાથી હવે ઘેર નથી બેસી રહેવાતું, દેશપરદેશમા જઈ વેપાર ખેડવાનુ મન થઈ જાય છે.તો હવે કયા આગળ જવાથી મારી મનકામના પૂર્ણ થાય એ બતાવો કે જેથી મને નાહક ધરમનો ધક્કો ન થાય!

સંન્યાસી

એ ઠેકાણું તો હુ પોતે જ!

લખમીચંદ

શુ કહો છો, બાપજી?

સંન્યાસી

ખરૂ જ કહું છુ

લખમીચંદ

ઓહો, ત્યારે તો એ જ વાત કરો બાપજી, આપ તો મારાથી યે પક્કા નીકળ્યા!

સંન્યાસી

એમા કાંઈ શક છે?

### લખમીચંદ

(સરકનો સરકતો પાસે આવી, ધીમે અવાજે)

કયાય નજર છે ખરી ?

### સંન્યાસી

નહિતર આમ ચોરના માથાની પેઠે રખડ રખડ કરવા કરૂ ?

### લખમીચંદ

બાપજી, થોડોક વધારે ખુલાસો કરો આપના ચરણ સોગદ ! હુ આપને બીલકુલ છેતરીશ નહિ ! શેની તલ શમા છો ? કહો, કહો હુ કોઇને નહિ કહી દઉં !

### સંન્યાસી

તો સાભળ જે સુવર્ણપદ્મ ઉપર ખુદ લક્ષ્મી પોતા ચરણ રાખે છે તેની તલાશમા છુ

### લખમીચદ

અરે બાપરે ! એ કાઇ નાનીસૂની વાત કહેવાર હથોડીના સો ઘા અને હથોડાનો એક ! બાપજી, વિર કરી કરીને આ તો આપ બહુ ઉમદા નિર્ણય ઉપર આ૦ છો ! કોઇ પણ રીતે એ પદ્મનો જોગ થઇ જાય તો તોપ લક્ષ્મીજીને તમારે કદી યે ખોળવા જવુ ન પડે ! લક્ષ્મી પે જ તમારી પૂછા કરતા કરતા દોડતા આવે ! એના સિવ તો એ ચંચલ દેવીને જપ્ત કરવાનો આપણી પાસે એકે કિમિયો નથી ! પછી તો એના અસ્થિર ચરણો તમ પાસે બંધાઈ જ રહેશે ! પણ આપ તો સન્યાસી માણસ એકલે હાથે બધુ જોખમ ખેડશો ? કેટલુ બધુ ખરચ થશે એક કામ કરોને, બાપજી ! મને ભાગીદાર રાખો એમ

### સંન્યાસી

તો તમારે પણ સન્યાસી થવું પડશે. ઘણા
સુધી તો સોનાનો સ્પર્શ પણ નહિ કરી શકાય.

### લખમીચંદ

એ તો ભારે કપરી શરત

### સંન્યાસી

બીજા બધા ય ધધા છોડી દઈએ ત્યારે જ તો એ ધંધો ચાલે ને!

### લખમીચંદ

પણ છેલ્લે પહેરવાના કપડા ઉતારવાનો તો વારો આવે ને! ત્યાંસુધી છેતરપિંડી ન થાય, તો તો આ ઝોળી ઉપાડીને વાસે વારે ચાલ્યો નાવવા રાજી છુ કહુ છુ, આપજી. આજ દિવસ સુધી કોઈની વાત આમ સ્હેજમા ભરોસો કર્યો નથી! પરતુ આપની વાત કોણ જાણે શુ યે છે તે, સાભળતા વેત જ ગળે ઉતરી હોય એમ લાગે છે! ઠીક, ઠીક બહુ સારૂ તમારો ચેલે થઈશ પણ હવે પેલો રાજા આવે છે હુ જરા દૂર છુપ ઉભો રહુ

### બંદીગણનું ગીત

(મિશ્ર કાનડા–ઝપતાલ)

રાજરાજેન્દ્ર જય જયતુ જય હે!
વ્યાપ્ત પરતાપ તવ વિશ્વમય હે!
દુષ્ટદલદલન તવ દડ ભયકારી,
શત્રુજનદર્પહર દીપ્ત તરવારી,
સંકટશરણ્ય તુમિ દૈન્યદુ ખહારી,
મુક્ત અવરોધ તવ અભ્યુદય હે!

(રાજા પ્રવેશ કરે છે)

રાજા

પ્રણામ. સંન્યાસી મહારાજ.

સંન્યાસી

જય થાઓ ! કઈ ઇચ્છાએ આવવું થયું છે ?

રાજા

એ ઇચ્છા આપથી અજાણી તો નથી જ હું અખંડ રાજ્યનો અધીશ્વર બનવા ચાહું છુ, પ્રભુ.

સંન્યાસી

ત્યારે તો મૂળમાથી જ શરૂ કરો. ખંડ રાજ્યનો ત્યાગ કરી દો.

રાજા

મશ્કરી રહેવા દો, બાપજી વિજયાદિત્યનો પ્રતાપ માગથી હવે સહ્યો નથી જાતો—હવે મારાથી એની સામંત-ગીરી નથી બનતી

સંન્યાસી

રાજન્, તમે વાત ઉપાડી તો હું ચેખરૂ કહી દઉં. મને ચે હવે એ વ્યક્તિ અસહ્ય લાગવા માડી છે !

રાજા

શું કહો છો, બાપજી !

સંન્યાસી

એક અક્ષર પણ ખોટો નથી બોલતો. તેને વશ કરવા માટે જ આ મંત્રસાધના આદરી છે !

રાજા

એટલા માટે આપ સન્યાસી બન્યા છો ?

સંન્યાસી

એટલા માટે જ તો !

રાજા

સિદ્ધિ સાંપડશે ખરી ?

સંન્યાસી

અસભવિત નથી.

રાજા

તો તો, બાપજી, મારી વાત મનમા રાખજો. આપ માગશો તે હુ આપીશ. તે વશ થાય અને જો તેને આપ પકડી આણી મારી પાસે ...

સંન્યાસી

મઝાનુ ! તે ચક્રવર્તી સમ્રાટ્ને હું તમારી સભામા હાજર કરી દઇશ.

રાજા

પરંતુ હવે લગીરે ય ઢીલ થાય એમ હું ઇચ્છતો નથી. શરત્સમય આવી પૂગ્યો છે પ્રાતઃકાલે સુભદ્રાના નીરમા આશોનો ઉજાશ જોઉં છું કે તરત જ સૈન્યસામન્ત લઇ દિગ્વિજય માટે નીકળી પડવાનું મન થઇ જાય છે. આપ આશીશ આપશો તો ...

સંન્યાસી

કાંઇ જરૂર નથી. શરત્કાલમા જ તેને હું તમારી પાસે

રજુ કરી દઇશ. એ જ તો યોગ્ય સમય છે! પણ તમે તેને પકડીને કરશો શું?

રાજા

મારા એકાદ કામમા તેને વળગાડી દઇશ. મારે એનો અહંકાર કાઢવો છે

સંન્યાસી

એ તો બહુ મઝાની વાત! તમે એનો અહંકાર છૂંદી નાખો તો તો હું રાજી રાજી થઇ જઉં!

રાજા

બાપજી, મારે મહેલે પધારો.

સંન્યાસી

એ તો ન બને. અમારા સઘના માણસોની અહિં વાટ જોવાની છે તમે હવે જાઓ, ભાઇ! મારા તરફથી તદ્દન બેફિકર રહેજો તમારી મનકામના આજે મારી આગળ મોકળે મને કહી દીધી એથી ઘણો આનંદ થયો. વિજયાદિત્યના આટલા બધા શત્રુઓ ફાટી નીકળ્યા છે તેની તો મને ખબરે ય નહોતી.

રાજા

ત્યારે રજા લઇશ. નમસ્કાર

(જાય છે)

(ફરી પ્રવેશ કરીને)

ઠીક બાપજી આપ તો વિજયાદિત્યને બરાબર ઓળખો છો. જેવું હોય તેવુ કહેજો. લોકો તેની આટલી બધી કીર્તિ ગાયાં કરે છે એ યોગ્ય છે?

### સંન્યાસી

અરે જરા યે નહિ લોકો એને મહાન્ રાજા માની બેઠા છે, પરંતુ એ તો તદ્દન મામુલી આદમી છે. તેના ઠાઠમાઠમા જ લોકો બિચારા અંજાઇને આંધળાભીંત બની ગયા છે.

### રાજા

જોયું ને ! મે તો આગળથી જ જોશ જોઇ મૂકયા હતા ! બ. . સ ! બીલકુલ મામુલી આદમી !

### સંન્યાસી

તેને તેના અસલ રૂપમા ઉઘાડો પાડવાની મારી યે ઇચ્છા છે.' એ જે મોટો રાજાનો પહેરવેશ પહેરી ખૂબ રોફથી પાચ પચીશ જણના દેખતા પોતાને મહાન્ કહેવડાવી માન ખાટે છે ! પણ એક દિવસ હુ એનો ભરમ બરાબર ભાગીશ

### રાજા

ભાગો, ભાગો, બાપજી, જરૂર ભાગો

### સંન્યાસી

એની પોલ મારાથી ઓછી જ અજાણી છે ! વૈશાખ–જેઠમા પહેલો મે વરસ્યા પછી અને વાવેતર થતા પહેલા, એના રાજ્યમા એક મોટો ઓચ્છવ થાય છે તે દિવસે બધા ખેડુતો ખેતરોમા ભેળા થઇ, ઘાસની પૂજા કરી, ઉજાણી કરે છે. એ ખેડુતોની સાથે એક પંગતે બેગી, કેળની પત્રાવળીમા પેડા ખાવા માટે એ વિજયાદિત્યનો જીવડો ક્યારનો ઝુરી રહ્યા છે ! રાજા હો કે ગમે તે હો, પણ અસલ જે ખેડુતની ઓલાદ હોય તે શી રીતે છાની રહે ! અરે, એક વખત તો એ રાજવેશ ઉતારી નાખીને ખેડુતોની

સાથે બેસી જવાની તૈયારીમા જ હતો, પરતુ એના રાજપ-ણાને માટે જેટલુ એને અભિમાન છે એથી વધારે એના નોકર-ચાકરોને છે તે તેમણે હાથે પગે લાગીને તેને રોકયો અને કહ્યુ કે એમ તો કોઈપણ રીતે ન બની શકે ! વસ્તુત એ બિચારાઓના પેટમા ફડકો તો એ જ કે રાજા કપટ–વેશ કાઢી નાખે તો તે સાવ મામુલી માણસ છે તેની સૌ કોઇને ખબર પડી જાય ! તેથી જ તેઓ હમેશા વિજયાદિત્યને ઘેરીને બ્હીતા બ્હીતા ફરે છે કોઈ દિવસ એ બધી પોલ પાધરી થઇ જશે એ જ ભયમા બિચારા સુકાઇને અડધા થઇ ગયા છે !

રાજા

બાપજી, તમે એ બધુ ય પાધરૂ કરી નાખો કે જેથી એનો દભ લાંબો ન ચાલે ! એને ભારે અહકાર આવી ગયો છે !

સન્યાસી

હુ તો એજ કોશિશમા છુ તમે બેફિકર રહો મારો ઉદ્દેશ સિદ્ધ નહિ થાય ત્યા લગી હુ ઠરીને ઠામ બેસવાને નથી.

રાજા

પ્રણામ.

(જાય છે)

(ગિરિધર પ્રવેશ કરે છે)

ગિરિધર

બાપજી, હૃદયનો ભાર તો ન ઉતર્યો.

સન્યાસી

શુ થયું, ભાઈ ?

ગિરિધર

લખમીચંદ મારૂં અપમાન કરે છે તો મારે એનું ઋણ ન ભરવુ એવો નિશ્ચય કરી, પોથી–પાનીઆ બગલમા મારીને હુ ઘેર ચાલ્યો ગયો, ત્યા જઇ મારા સ્વામીની વીણા હાથમા લઈ તેના ઉપર ચડી ગયેલી ધૂળ ઝાટકવા મંડયો કે તરત જ તેના તાર રણરણી ઉઠયા એ વખતે મારા હૃદયમા, પ્રભુ જાણે, શુ નું શું યે થઈ ગયુ ! હુ તો એ વીણા પાસે આળોટી જ પડયો, હૃદય ચીરીને નીકળતી હોય એમ આખોમાથી અશ્રુધાર વહેવા માડી, મનમા લાગી આવ્યુ કે મે મારા સ્વામીનો મોટો અપરાધ કર્યો છે, તે લખમીચદના ઋણી હોય અને હુ બેફિકર થઈને ફર્યા કરૂ ! બાપજી, એ તો મારાથી કેમે ય ક્યું સહ્યુ ન જાય ! મારા સ્વામીને ખાતર અસાધ્ય એવુ કઇક કરવાનુ મન થાય છે સાચુ જ કહું છુ, બાપજી, તેમને ઋણ–મુક્ત કરતા પ્રાણ આપવો પડશે તો યે ખૂબ આનન્દથી આપીશ. આજ શરદનો આ સુદર દિવસ તો લેખે લાગ્યો લાગે છે

સન્યાસી

સાચુ કહે છે, બાપુ.

ગિરધર

બાપજી, આપ ખૂબ ફર્યા છો મારા જેવા નકામા છોકરાને યે હજાર કોરી આપીને વેચાતો લે એવા મહાત્મા કોઈ છે ખરા ? આ જ ગામમા કોશિશ કરૂ તો, બાળક જાણી, હલકા વર્ણનો જાણી, બધા ય મને બહુ જ ઓછું આપે

સન્યાસી

ના રે બાપુ, અહિ તો તારી કીંમત પીછાણી શકે એવું કોઇ યે નથી તારા સ્વામીને જેણે અત્યંત આશ્રમાન દીધું હતુ એ વિજયાદિત્ય કને જઇએ તો કેમ ?

ગિરિધર

વિજયાદિત્ય ? એ તો અમારા સમ્રાટ્ !

સંન્યાસી

એ જ કે ?

ગિરિધર

ખબર નથી ?

સંન્યાસી

તે હશે ન હોય તો યે શુ ?

ગિરિધર

મારા જેવા છોકરાને તે કેટલી કોરી આપીને વેચાતો લે ?

સન્યાસી

ટલી કોરી આપીને ? અરે, તારા જેવા છોકરાને વેચાતો લેવા માટે તો એ, બનતા સુધી, ઢાંગલો યે ખરચે એમ નથી ! તારા જેવાને તો પોતાના પ્રેમથી જ વેચાતો લઈ લે એટલી એની પાસે કરામત છે ! પરતુ તારૂં કરજ તો એ જરૂર ફેડશે નહિતર તો એના ઉપર એટલું બધું કરજ ચડી જાય કે એના રાજભંડારને પણ શરમાવું પડે. એ હું તને સત્ય જ કહું છુ.

ગિરિધર

બાપજી, એવો સભવ શી રીતે ?

સંન્યાસી

કેમ, જગતમા ફક્ત લખમીચંદોનો જ સંભવ છે શુ ? એથી મોટા સભવ હોતા જ નહિ હોય !

ગિરિધર

ઠીક. સભવ હોય તો બહુ સારૂ પરતુ ત્યા સુધી તો હુ પોથીઓની નકલ કરી કરીને થોડુ થોડુ કરજ ચૂકવતો રહીશ. નહિતર હૃદય બળ્યા કરે

સંન્યાસી

બરાબર, પોતાનો બોજો પોતાને જ માથે ઉપાડીને લઇ જવો જોઇએ. કોઇની આશામા ને આશામા નીચે ફગાવી બેઠા રહીએ તો સમય ફોગટ વહ્યો જાય.

ગિરિધર

ત્યારે હવે હુ જઇશ, બાપજી તમારી વાતો સાભળી સાભળીને મારા હૃદયમા કઇક ઓર જ બળ આવ્યુ લાગે છે !

સંન્યાસી

અને તારે લીધે મારામા ટલુ બળ આવ્યુ છે તેની તને શી રીતે ખબર પડે? એક કામ કર મારી સાથે રમનારાઓ બધા વેરાઈ ગયા છે, તેમને હવે સાદ કરીને તેડી આવ

ગિરિધર

તે તેડી આવુ છુ પણ, બાપજી, તમારી ટુકડીને મારી પોથીઓ નકલ કરવાના કામમા લગાડશો એ નહિ ચાલે

તેઓ મારૂં બધુ ય બગાડી નાખે છે, અને કરે પણ એટલા હરખથી કે અટકાવીએ એ ય ભૂંડુ લાગે!

(જાય છે)

(લખમીચંદ પ્રવેશ કરે છે)

બાપજી, ખૂબ વિચાર કર્યો, પણ એ તો કોઇ કાળે બની શકે એમ નથી તમારો ચેલો બનવુ એ આપણુ કામ નહિ! જીંદગીભર રળી રળીને માડમાડ જે થોડુ ઘણુ ભેગુ કર્યુ છે તે બધુ તમારી એક વાત પરથી જ ફગાવી દઇને ચાલી નીકળું તો તો પછી અંતે હાય હાય કરતો જ મરૂ ને! ના, બાપજી. મારે હવે વધુ તૃષ્ણા નથી રાખવી

**સંન્યાસી**

એ તો હું આગળથી જ જોશ જોઇને બેઠો' તો

**લખમીચંદ**

બાપજી, હવે જરા ક ઉઠવુ પડશે

**સંન્યાસી**

(ઉઠીને)

ત્યારે હવે તમારી પાસેથી રજા મળી જઈ

**લખમીચંદ**

(માટી તથા સુકા પાંદડા એકઠાં કરી, દાબડા બહાર કાઢીને)

બાપજી, આના માટે જ આજ સવારથી માંડીને, હિસાબ કિતાબ બધો એક કોરે ફગાવી દઇ, આ કાણાની આસ-પાસ ભૂતની પેઠે ભમ્યા કરૂ છુ, આ સાચા મોતી, આજ પહેલી જ વાર તમને બતાવુ છું. આજ સુધી સંતાડતો જ ફર્યો છું. આજ તમને દેખાડયાથી હૈયુ જરાક હળવું થયુ!

(સન્યાસીના હાથમા દાબડો મૂક્તો મૂક્તો એકાએક ચમકી ઉઠતો હોય એમ)
ના, એ નહિ બને! તમારા ઉપર એટલો બધો વિશ્વાસ તો નહિ જ મૂકાય! મોતી તમને દેખાડયા તો ખરા, પણ તમારા હાથમા મૂકતા તો જીવ નથી ચાલતો. અરે, આજે આ દાબડાને પ્રકાશમા આણ્યો છે તેમા યે હૃદયમા કેટલો ફડકો પડયો છે! ઠીક પણ બાપજી, વિજયાદિત્ય માણસ કેવો? એ તો કહો ભલા, તેની પાસે વેચવા જઉ ને કદાચ તે કઇ પણ આપ્યા વગર એમને એમ આચકી લે તો? મને બસ એ જ એક બીક છે! વેચીયે ન શકાય ને સાચવી યે ન શકાય, એને લઇને તો રાતે ની દરે ય નથી આવતી. બાપજી, વિજયાદિત્ય ભરોસો રાખવા જોગ માણસ ખરો?

### સંન્યાસી

પણ હંમેશા કાઈ એનો વિશ્વાસ કરાય!

### લખમીચંદ

એ જ તો મૂશ્કેલી છે ને! આ બિચારૂ હંમેશા માટીમા જ દટાઇ રહેવાને સરજાયુ હોય એમ લાગે છે ઓચિન્તો કયાક એક દિવસ મરી જઇશ તો કોઇને પત્તો યે નહિ લાગે

### સંન્યાસી

તે તો રાજા યે નહિ અને સમ્રાટે ય નહિ, આ માટી જ એક દિવસ સૌને થાપ દઈને લઈ જવાની છે. તમને યે લઇ જશે અને મને યે લઈ જશે.

### લખમીચંદ

તે ભલે ને લઇ જાય. મને તો ફક્ત આ મોતીની જ બીક છે! મારા મરી ગયા પછી કોઇક અહિ આવીને ખોદતા

ખોદતા એને દેખી જશે અને લઈ જશે તો !
ખેર પણ બાપજી, આપને મ્હોએ પેલા સુવર્ણકમળની વાત સાભળી એ તો, કોણ જાણે શાથી, પણ બહુ જ ગમી. હો માનુ છુ કે તમે એનો પત્તો કાઢી શકશો. પરતુ તો ય હુ તમારો ચેલો તો ન જ થઇ શકુ ! પ્રણામ

(જાય છે)

(દાદા પ્રવેશ કરે છે)

સંન્યાસી

દાદા, આજ ઘણે દિવસે એક વાત બરાબર સ્પષ્ટ સમજી શકયો તમને કહ્યા વિના નથી રહેવાતું.

દાદા

બાપજીની મારા ઉપર મહતકૃપા !

સંન્યાસી

ઘણા દિવસ થયા વિચાર થયા કરતો હતો કે જગત આવુ અજબ સુન્દર શી રીતે બન્યુ હશે ! કાઇ નિર્ણય ઉપર નહોતો આવી શકતો પણ આજે એ સ્પષ્ટ, નજરો નજર, જોઇ શકું છું જગત્ આનદનુ ઋણ ભર્યા કરે છે, વેઠ કરીને નહિ, પણ પોતાની સમસ્ત શક્તિ વાપરીને, પોતાના સર્વસ્વનો ત્યાગ કરીને ભર્યા કરે છે એથી જ ધાન્યના આ હરિયાળા ખેતરો ઐશ્વર્યમા ડોલી રહ્યા છે, એથી જ સુભદ્રાનુ નિર્મળ નીર કાઠાપૂર હીલોળા માર્યા કરે છે સાધનાને લગીરે ય વિશ્રામ નથી તેથી જ આટલું સૌંદર્ય છે !

દાદા

જગત્ એક તરફ પોતાનો અનત ભડાર છૂટે હાથે વેર્યા જ કરે છે, ત્યારે બીજી તરફ, અનેક દુખો સહીને,

પોતાનુ ઋણ ભર્યા કરે છે એ દુ ખોમા જ આનદ ગ્હેલો છે, સૌન્દર્ય રહેલુ છે, એ વાત પહેલા પે એક વખત આપે કહી હતી, પ્રભુ કેવળ એ દુ ખને લઈને જ લેણાદેણાના છાબડા સમતોલ રહે છે મિલન સુન્દર બને છે!

## સંન્યાસી

જ્યા આળસ હોય કૃપણુતા હોય, ઋણ ભરવામા ઢીલ હોય, ત્યા જ બધુ અળખામણુ અને કઢગુ બને

## દાદા

ત્યા જ એક છાબડુ હલકુ થઈ જવાથી બીજા સાથે પૂરેપૂરો મેળ ન ખાય

## સંન્યાસી

લક્ષ્મી માનવોના મૃત્યુલોકમા રહેશે ત્યા લગી દુઃખણી જ રહેશે. ભગવાન તેની સાધનાના તપસ્વી વેશથી જ તેના ઉપર મુગ્ધ બન્યા છે, તેનુ સુવર્ણપદ્મ તો શતદુ ખોને દળે જ સસારમા ખીલી નીકળે છે એ બધુ આજે ગિરિધરે શીખડાવ્યુ!

(લખમીચદ પ્રવેશ કરે છે)

## લખમીચંદ

છાનામાના શી ગુઝવટ કર્યા કરો છો!

## સન્યાસી

એ જ! સુવર્ણ-પદ્મની!

## લખમીચદ

બ સ! આટલી જ વારમા દાદા પાસે બધુ ઓકી બેઠા! આપજી, આ આચારે સુવર્ણપદ્મ તે શી રીતે લાવવાના

હતા આપ ! પણ ના, ફિકર નહિ. તમને લાગ્યું હશે કે આ લખમીચંદમાં તો કાંઈ વળે તેમ નથી. તેથી આમ ઉભાઉભ બીજો ભાગીદાર ખોળવા નીકળી પડ્યા હશો. પરંતુ બાપજી, એ કાંઈ દાદાનું કામ છે ? એમની પાસે મૂડી યે તે શું છે ?

સન્યાસી

તમને ખબર નથી ! છાનીમાની ખૂબ જમાવી છે !

લખમીચંદ

(દાદાની પીઠ થાબડીને)

ખરી વાત, દાદા ? ત્યારે તમે તો ખૂબ થાપ દીધી ! તમને તો ઓળખ્યા યે નહિ ! લોકોને મારા ઉપર જ વ્હેમ છે ! તમારા ઉપર તો ખુદ રાજાને ય શક નહિ હોય ! એમાં જ તો આટલા દિવસ જડતીમાંથી સટકી જવા પામ્યા છો ! હું તો, બાપજી, જાસૂસોની બીકે ઘરમાં નોકરચાકરે ય નથી રાખતો !

દાદા

ત્યારે આજ સવારે છોકરાંઓ ધમાચકરડી કરતા હતા તે વખતે અમૃતલાલ લ, અજોધાપરસાદ. એમ ઘણાંયને મોટી મોટી બૂમો પાડીને સાદ કરતો હતો તે !

લખમીચંદ

સાદ કર્યે કોઇ આવે તેમ નથી એવો ઠોઠે કરાર હતો તેમાં જ તો મોટી બૂમો પડી પાડીને રંગભૂમિ ગજવતો હતો ! પણ અહિં યે આટલું બોલ્યો એ ઠીક ન કર્યું. વા વાત લઇ જાય તેથી જ તો હું કોઇની પાસે બેસતો ઉઠતો પણ નથી જો જો હો દાદા, ક્યાંક ફસાવી ન મારતા !

દાદા

બ્હીશ નહિ, ભાઇ!

લખમીચંદ

બીકનુ નામ ન હોય ત્યા ય બીક લાગે છે! ઠીક. પણ બાપજી, એકલા દાદાની મદદથી તો એવડુ મોટું કામ ન જ આદરાય! આપણે ત્રણે ય ભાગીદાર બનીએ. દાદા મને એમ થાપ દઇને ખાટી જાય એ યે ન બને! હુ તમારો ચેલો બનવાને રાજી છુ પણ દેખો છો ને બાપજી, પેલા ઝાખા ઝાખા માણસો અહિં આવતા લાગે છે? એ ય દૂર, દૂર, આકાશમા ધૂળ ગોટે વળે છે ત્યા! બધાયને ખબર પડી ગઇ છે કે સ્વામી અપૂર્વાનન્દ આવ્યા છે બસ, હવે ચરણરજ લઇ લઇને ચરણને ગોઠણ ગોઠણસમા ધૂળમા દાટી દેશે! ઠીક પણ કોઇને હવે પેટ ન દઇ બેસતા. એટલુ ધ્યાન રાખજો. તમારા પેટમાં જાણે કઈ વાત રહેતી નથી! પણ હવે નકામા ભાગીદાર વધારશો મા અને દાદા, તમારે ય પછી નફાનુકશાન બન્નેમા ઉભું રહેવુ પડશે. પછી ગેગેં ફેફેં કરશો એ નહિ પોસાય! ભાગીદાર બનીને ફક્ત ઘી કેળા જ ઉડાવવાના નથી! ચારે બાજુનો વિચાર કરીને પછી ઝંપલાવજો!

(જાય છે)

સંન્યાસી

દાદા, હવે ઢીલ કરવી નહિ પાલવે. માણસો ભેળા થવા લાગ્યા છે પુત્ર આપો, ધન આપો, કરી કરીને એકીચોટે ધૂળભેળો જ કરી નાખશે. હવે છોકરાઓને સાદ કરો. તેમને નથી ખપતુ ધન કે નથી જોઇતા પુત્રો. તેમની સાથે

મને રમતો જોશે એટલે પુત્ર અને ધનના એ ભિખારીઓ પોતાની મેળે ચાલ્યા જશે.

દાદા

છોકરાઓને હવે સાદ નહિ કરવો પડે ! આ એમનો જ અવાજ આવે છે ને શુ ! લો, આવી પૂગ્યા !

(લખમીચંદ ફરી પ્રવેશ કરે છે.)

લખમીચંદ

ના બાપજી મારાથી એ નહિ બને. મને એ ઠીક નથી લાગતું મારૂં એ કામ જ નહિ તે ! મારી પાસે છે તેટલુ જ મીઠુ ! પરંતુ તમે કોણ જાણે શુ યે મન્તર માર્યા છે કે તમારા આગળથી નાસી છૂટ્યા વિના છુટકો થાય એમ લાગતું નથી ! તમે તમારે દાદાને તેડી જઈને બધુ કરો; હુ તો આ ચાલ્યો !

(હાંફતો દોડતો ભાગી જાય છે)

(છોકરાઓ પ્રવેશ કરે છે)

છોકરાઓ

સન્યાસી બાવા ! સન્યાસી બાવા !

સન્યાસી

કેમ, બાપુ !

છોકરાઓ

અમને રમાડો !

સંન્યાસી

એ તે શી રીતે બને ? હુ તો હવે બુઢ્ઢો થયો શરીરે ય ન સીજે ! તમે જ મને રમાડોને !

છોકરાઓ

કઈ રમત રમવી છે?

સંન્યાસી

શારદોત્સવ.

પહેલો છોકરો

એ તો બહુ મઝાની રમત!

બીજો છોકરો

ઘણી જ મઝાની!

ત્રીજો છોકરો

એ કઇ રમત, સન્યાસી બાવા?

ચોથો છોકરો

એ રમાય કેવી રીતે?

સંન્યાસી

પહેલા એક કામ કરો પેલા કાશવનમાથી કાશ લઈ આવો, ખોળા ભરી ભરીને ધાન્યની મજરીઓ આણો; અને શેફાલિકાની માલા ગૂથીને ત્યા જ મૂકીને ચાલ્યા ગયા હતા તે ય લેતા આવો

પહેલો છોકરો

પણ કરવુ છે શું, સન્યાસી બાવા?

સંન્યાસી

મને તમારે શણગારવો પડશે હુ બનીશ શારદોત્સવનો પુરોહિત.

### બધા

(તાળીઓ પાડતા પાડતા)

વાહ વાહ, વાહ વાહ! એમાં તો ભારે મઝા પડશે!

(ફૂલગુચ્છ વગેરે લઈ આવીને બધા છોકરાઓ સન્યાસીને શણગાર સજાવવા માંડે છે)

(શેઠનું ટોળું પ્રવેશ કરે છે)

### પહેલો જણ

છોકરાઓ, સન્યાસી ક્યાં ગયા, સન્યાસી?

### બીજો જણ

ક્યાં છે, ભાઈઓ, સન્યાસી ક્યાં છે?

### છોકરાઓ

દેખતા નથી? આ રહ્યા તે કોણ છે!

### પહેલો જણ

એ તો ખોટુકલા સન્યાસી છે!—તમારી રમતમાં! સાચા સન્યાસી ક્યાં ગયા?

### સન્યાસી

સાચા સન્યાસી કાંઈ રેઢા પડ્યા છે તે આમ સ્હેજમાં જ મળી જાય? હું આ છોકરાઓની સાથે સન્યાસી સન્યાસી રમું છું

### પહેલો જણ

એ તે વળી કેવી રમત તારી?

### બીજો જણ

એમાં તો ઉલટા પાપમાં પડીએ!

ત્રીજો જણ

ફુગાવી દે, ફુગાવી દે, જટા બટા ફુગાવી દે! સન્યાસી સન્યાસી તે કદી સ્માતુ હશે! એ તે વળી શુ ધતીંગ આદર્યું છે!

ચોથો જણ

જુવો તો ખરા! ભાઇએ ભગવા પહેર્યાં છે તે!

સંન્યાસી

જટા યે કાઢી નાખીશ અને ભગવા યે ફુગાવી દઇશ, બધુ યે કરીશ પણ રમત પૂરી થશે ત્યારે!

પહેલો જણ

ત્યારે અમને તો કોઇએ એમ કહ્યું કે કોઇ એક સ્વામી આ તરફ પધાર્યા છે!

સંન્યાસી

એ પધાર્યા હોય તો યે તમારૂ કાંઇ વળે એમ નથી!

બીજો જણ

કેમ? એ યે વેશધારી છે કે શુ?

સંન્યાસી

નહિતર વળી?

ત્રીજો જણ

પણ ભાઇ, ચહેરો તો તારો યે ઠીક લાગે છે મતરજતર કાંઈ શીખ્યો છે!

સંન્યાસી

મરજી તો ઘણી યે છે, પણ શીખવે કોણ?

### ત્રીજો જણ

એક માણસ છે, ભાઇ, જો કે છે તો ભૈરવપુરમા. એણે વૈતાળ સાધ્યો છે! એક જણનો દીકરો મરણ પથારીએ પડયો’તો એ તો પેલા વેતાળસિદ્ધની પાસે દોડતો ગયો અને હાથે પગે લાગવા માડયો કહે કે ગમે એમ થાય પણ મારા દીકરાનો પ્રાણ બચાવ! બસ, ભાઇ. એણે પછી પેલા છોકરાના જીવને એક વરૂના ખોળીઆમા ઉતાર્યો તમને વિશ્વાસ નહિ આવે, પણ તે દિ’ની ઘડી અને આજનો દિવસ, છોકરો તો મરી ગયો, પણ પેલુ વરૂ હજુયે લ્હેર કરે છે! હસો છો શું કરવા? મારા સગા વ્હાલાઓ હજુ તો કાલ સવારે નજરોનજર જોઇને ચાલ્યા આવે છે! એ વરૂને કોઇ મારવા જાય છે તો બાપ હાથમા ડાગ લઇને દોડતો આવે છે! રોજ બબ્બે બકરા ખવડાવી ખવડાવીને બિચારાનુ ઘરે ય ધોવાઇ ગયુ છે! પણ ગમે તેમ તો યે બાપ ને! વિદ્યાશીખવાની ઇચ્છા હોય તો એ વૈતાળસિદ્ધની પાસે જા

### પહેલો જણ

અરે ચાલને હવે! નકામો વખત જાય છે! સંન્યાસી બંન્યાસી બધુ ખોટુ! મે તો પહેલેથી જ કહ્યુ હતુ! આજકાલના વખતમા એવુ યોગબલ છે જ કયા?

### બીજો જણ

એ વાત તો ખરી. પણ મને કાળીઆની માએ કહ્યું! —ને એનો ભાણો નજરોનજર જોઇ આવેલો—કે સંન્યાસીએ ગાજાનો એક દમ લઇને ચલમ ઉધી વાળી કે તરતજ તેમાથી એક કુકડું દારૂ અને એક મડદાની ખોપરી નીકળી પડયા!

ત્રીજો જણ

શું કહે છે? નજરોનજર જોયેલું!

બીજો જણ

હા, હા! નજરોનજર!

ત્રીજો જણ

છે, ભાઈ છે! સિદ્ધ પુરૂષો છે! બાકી દર્શન તો નશી-બમાં હોય તો જ થાય! તો, ચાલોને, ભાઈઓ, કંઈ તરફ ગયા જરાક તપાસ તો કરીએ!

(જાય છે)

સંન્યાસી

(છોકરાઓને)

બાપુ, આજે તમારે બધાયને સોનેરી રંગના કપડાં પહેરવા પડશે!

છોકરાઓ

સોનેરી રંગના શા માટે?

સંન્યાસી

કારણ કે આજ ચોમેર સાનું જ સોનું પથરાઈ ગયું છે! તેની સાથે આજે આપણે પણ આપણું આતર તેમજ બાહ્ય મેળવી દેવું જોઈએ ને? નહિતર શરદના આ ઉત્સવમાં આપણે શામેલ શી રીતે થઈ શકીએ? આજ આ પ્રકાશની સંગે, આ આકાશની સંગે એકરૂપ થઈ જશું—એ જ તો ઉત્સવ છે!

છોકરાઓ

પણ સોનેરી રંગના કપડા કાઢવા કયાથી ?

સંન્યાસી

આ સુભદ્રાને કાંઠે કાંઠે ચાલ્યા જાઓ વડના છાયડા-તળે એક મંદિર આવશે તેમા બધોય શણગાર તૈયાર છે. દાદા, તમે જ એમને શણગારી આવોને !

દાદા

ચાલો ત્યારે બધાય.

(દાદા તથા છોકરાઓ જાય છે)

(સન્યાસી ગાય છે)

ગીત

(રામકલી–કવ્વાલ)

નવ કુન્દધવલદલ સુશીતલા
અતિ સુનિર્મલા, સુખ સમુજ્જવલા,
શુભ સુવર્ણ આસને અચચલા
સ્મિત ઉદયારુણ–કિરણ–વિલાસિની,
પૂર્ણસિતાંશુ—વિભાસ—વિકાશિની,
નન્દનલક્ષ્મી સુમંગલા.

(લખમીચંદ પ્રવેશ કરે છે)

લખમીચંદ

જુઓ, બાપજી. તમારી મુછ પાછી નહી વાળી લો તો હવે ઠીક નહિ થાય ! શી મુશ્કેલીમા નાખ્યો છે મને !

મારો હિસાબ બધો ધૂળધાણી થઈ ગયો ! ઘડીક મન થાય છે કે સુવર્ણકમળની શોધમાં જઉં. વળી થાય છે કે જવા દે ને ! એ બધા નવરાના ધંધા ! ઘડીક થાય છે કે દાદા એકલા એકલા જ બધો નફો ખાઇ જાય એ ઠીક નહિ, વળી વિચાર આવે છે કે ખાઇ જવા દે ને ! છો ને મરતા ! બાપજી આ સારી વાત નથી ! મને ચેલો મુંડવાની આ બધી ખટપટ લાગે છે તમારી. પરંતુ એ તો નહિ બને ! છાના છાના હસો છો શું ? કહું છું કે એ કોઈ પણ ઉપાયે નહિ બને ! તમે મને નહિ પહોંચો—મારા કાડાબાવડા સાબુત છે ! આ લખમીચંદ કોઇ કાળે તમારી ચેલાગીરીના ફંદમાં ફસાવાનો નથી !

(જાય છે)

(ફુલ લઈને છોકરાઓ પ્રવેશ કરે છે)

### સંન્યાસી

હવે અર્ઘ્યની તૈયારી કરો, જાઓ ! આ જૂઈ, આ આ માલતી, આ શેફાલિકા પણ ખૂબ લાવ્યા છો ને શું ! બધાં સ શ્વેત, શ્વેત ને શ્વેત ! ભાઇઓ, હવે બધા ય હારબંધ ઉભા રહો. પૂર્વ—આકાશ ભણી મ્હો રાખી વેદ—મંત્ર ભણી લઈએ

(બધા વેદમંત્ર ભણે છે)

હવે બધા ય મળી શારદોત્સવનું ગીત ગાતા ગાતા વનની પ્રદક્ષિણા કરી આવો દાદા, તમે યે ગીત ઝીલજો. ઉત્સવ—ગીતવડે તમારે વન—લક્ષ્મીને જગાડી દેવાની છે.

## ગીત

(રાગ "પ્રેમળ જ્યોતિ તારો દાખવી"—એ કવિ ન્હાનાલાલના ભજનનો)

ડોલવતા ડગલે જગ આવો ને શારદ લક્ષ્મી આજ !

ગૂંથ્યા રૂડા ફુલ–ગોટાના ગજરા,
ગૂથી શેફાલિ–માલ,
ગુલછડીઓ ગૂથી વિવિધ મંજરીએ
શણગારી ડાળેડાળ !
હવે વાટ જુએ સહુ બાળ,
આવો ને શારદ લક્ષ્મી આજ !

વ્યોમતણો નિર્મળ નીલ પંથ
ઉજાળંત આજે અનંત,
રૂપલા વાદળ કેરા રથડા જોડાવીને
જ્યોતિએ ઝળકંત
વટાવી વન ગિરિ–શિખર પ્રચંડ,
આવો ને શારદ લક્ષ્મી આજ !

નીર સુભદ્રાના હેલે ચડયાં જ્યાં
રૂમઝુમતા વહી જાય !
ઘેરી ઘેરી કુંજે પવન–સજેલી ત્યાં
પુષ્પ–સેજલડી સોહાય !
પાવન તમ પગલેથી થાય !
આવો ને શારદ લક્ષ્મી આજ !

અંગુલિ-સ્પર્શે નૃત્ય જગવશે તુજ
અજબ વીણા કેરા તાર!
આનંદગીત ગળગળતે કંઠે!
નયને નીર ચોધાર!
વહેશે અણુરોક્યા ઝાંગવાર
આવો ને શારદ લક્ષ્મી આજ!

પારસમણિ તુજ સેંથે ગૂંથેલો, જો,
પલ પલ કરે ઝળકાર!
કંચન હેડા થાયે અમારા
ઉજળે ઘન અંધાર,
ઉઘડે જ્યોતિર્ધામના દ્વાર!
આવો ને શારદ લક્ષ્મી આજ

## સંન્યાસી

પહોંચ્યું છે, તમારૂં ગીત આજ અકીચોટે આકાશને યે વીંધીને પેલી પાર જઈ પહોંચ્યું છે! દ્વાર ઉઘડે છે એના! જુવો છો ને, શારદા પધારે છે! નથી જોઈ શકતા? દૂર દૂર, અત્યંત દૂર! નાખી નજરે ય ન પૂગે એટલે! એ...ય જગત-સમસ્તના આરંભ આગળ, ઉદયાચળના પ્રથમતમ શિખરની પાસે! ત્યાં પ્રતિદિન ઉષાના પ્રથમ પગલાં થાય છે છતાં યે ત્યાં ઉજાશ આંખો સુધી હોયે, ઉલટું, પ્રાતઃકાળના અંધકારમાં અંગે અંગ રૂવાં ખડાં થઈ જાય! ત્યાં, દૂર દૂર! ચિત્ત ચોંટાડી એકાગ્ર બનીને ઉભા રહો, ધીરે ધીરે, થોડું થોડું કરીને બધું ય દેખાશે. ત્યાં સુધી હું વધામણાનું ગીત ગાઉં છું.

## ગીત

(રાગ ધોળની ઢાળનો)

માઝામા મેરામણ રે, વાયરા વાયે ધીરા ધીરા !
સમુદરમા યે કામણ રે, નાચે કરતો લાખ લીલા !

રૂપલા શઢ, હંસ-પાખ શા, ફરફરતા વરતાય !
નાવ દીસે દૂર દેશનુ, અજબ, જુઓ લહેરાય !
મલપતું આવે રે, લાખેણા લઇ લ્હાવ ખરા !

કિયા મુલકના વા'ણ, ખલાસી, સંચર્યાં'તા કિયે દેશ ?
કઇ તે દોલતને કારણે આમ ફરતા ફરો હંમેશ ?
લેણદેણ આટોપી રે, નિશદિન ઢુંઢો આખી ધરા ?

કિયા તે બાપની બેટડી, ખલાસી, જોતી હશે તારી વાટ ?
આશાભરી મીટ માડી બિચારી બેસે સમુદર ઘાટ !
અનંત મોજા ગણતી રે, મોજે મોજે હૈયાના ચીરા !

છેડ છેડ, ખલાસી, આજે તારા એકતારાનો તાર !
સુખદુઃખ સઘળા ભલી ભૂલાવી, કોઇ ગીત રૂડુ લલકાર !
સફર થઇ પૂરી રે, અવધિના દિ થયા રે પૂરા !

કેમ ભાઇઓ, દેખાય છે ને ? નથી દેખાતુ એમ હવે તો નહિ કહી શકાય !

### પહેલો છોકરો

ક્યાછે, સંન્યાસી બાવા, બતાવોને ?

### સંન્યાસી

એ જ, પેલો શ્વેત મેઘ ચડ્યો છે તે !

બીજો છોકરો

હા, હા, ચડયો છે!

ત્રીજો છોકરો

હા, હું પણ જોઉં છું!

સંન્યાસી

જુવો, જુવો, આકાશ છવાઇ ગયું!

પહેલો છોકરો

શેનાથી ?

સંન્યાસી

શેનાથી! એ તો ચોખ્ખું જ દેખાય છે!–પ્રકાશથી, આનંદથી! વાયુમા ઝાકળની ઠંડક વરતાય છે ને?

બીજો છોકરો

વરતાય છે

સંન્યાસી

થયું ત્યારે! નેણ સફળ થયા, શરીર પાવન થયું, મન પ્રશાન્ત થયું! આવે છે, આવે છે, આપણી વચ્ચે જ આવે છે! જુવો છો ને, સુભદ્રાનો પ્રવાહ! વળી ધાન્યના ખેતરો યે ડોલવા હલી ઉઠયા છે! ગાઓ, ગાઓ, દાદા વરણીનું ગીત ગાઓ!

(દાદા ગાય છે)

ગીત

(પ્રભુ, નમ્ર આવ્યો છું આજ સહાય કરો)

આવી આવી સોહામણી આ શરદ્ સખી

હૃદય–ઉલ્લાસ સખી!

નયન–પ્રકાશ સખી!

આવી આવી સોહામણી આ શરદ્ સખી

### સંન્યાસી

જાઓ, બાપુ, બધા ય આખા વનમાં નદીને કાંઠે કાંઠે, ફરી આવો!

(છોકરાઓ ગાતા ગાતા જાય છે)

### દાદા

પ્રભુ, હું તો એક વખત સાવ ડૂબ્યો હતો, તે હવે તમારા ચરણકમળમાં આવીને આશ્રય પામ્યો છું હવે તો અહિંથી જરા પણ ચસવાનો નથી

(લખમીચંદ પ્રવેશ કરે છે)

### દાદા

આજ કેમનો દિ' ઉગ્યો! લખમીચંદે ભગવા પહેર્યાં છે તે!

### લખમીચંદ

બાપજી, અત્યારે બીજી વાતો મૂકો! હું તમારો ચેલો થઉં છું! આ લો મારો સાચા મોતીનો દાબડો! આ મારી ઝવેરાતની પેટી પણ તમે જ રાખો. જુઓ, બાપજી, સંભાળીને રાખજો!

### સંન્યાસી

તમને વળી આ શું સૂઝ્યું?

### લખમીચંદ

કાંઈ કારી ન ફાવી ત્યારે જ આ રસ્તો લીધો છે, બાપજી! સમ્રાટ્ વિજયાદિત્યનું સૈન્ય આવે છે, તેથી મારા ઘરમાં અત્યારે કંઈ પણ રાખવું પોસાય એમ નથી! અને તમારા અંગ પર તો ઓછો જ કોઈ હાથ નાખી શકે એમ છે!

આ બધુ તમારી પાસે જ રાખુ છુ તમારા ચેલાની હવે તમે જ રક્ષા કરો, હુ તમારો શરણાગત

(રાજા પ્રવેશ કરે છે)

રાજા

બાપજી !

સંન્યાસી

બેસો, બેસો ! આટલા હાંફી ગયા છો તે જરાક વીસામો તો લો

રાજા

વીસામો લેવાનો વખત નથી ! જાસૂસો મારફત સમ્રાટ્ વિજયાદિત્યની પતાકા નજરે પડયાના સમાચાર મળ્યા છે, બાપજી, એનુ સૈન્ય આવે છે !

સંન્યાસી

એમ કે ? ત્યારે તો શરતકાલના આનદમા તેનાથી ઘેર બેગી રહેવાયું નહિ હોય તે રાજ્યવિસ્તાર કરવા માટે નીકળી પડયો હશે !

રાજા

સત્યાનાશ ! રાજ્યવિસ્તાર કરવા માટે નીકળી પડયા છે !

સંન્યાસી

પણ એમા આટલા બધા ગભરાઓ છો શા માટે ? ગભરાયે કઇ વળવાનુ છે ? તમે પણ રાજ્યવિસ્તાર કરવા માટેજ નીકળી પડવાની ખટપટમા હતા ને !

રાજા

ના એ તો જુદી જ વાત! પણ એ તો મારા આ ખોબા જેવડા રાજ્યને—પણ એ વાત તો પતી! અત્યારે આ આફતમાંથી મને બચાવવો પડશે. હું તમારો શરણાગત! સાંભળ્યું છે કે કેટલાક દુષ્ટોએ એમના કાન ભંભેર્યા છે કે હું એમની આણ ઉથાપવા મથી રહ્યો છું તમે એમને કહેજો કે એ વાત સાવ જુઠ્ઠી છે તદ્દન પાયા વગરની છે બાપજી, હું એવો બેવકુફ છું! અને અત્યારે મને ચક્રવર્તી થવાની યે શી પડી છે! વળી મારી એવડી બધી ગુંજાશે ય ખરી?

સંન્યાસી

દાદા!

દાદા

પ્રભુ!

સંન્યાસી

સાંભળો સમાચાર! મેં લંગોટી પહેરી, આ ગોઠણ ગોઠણ જેવડા છોકરાઓ સાથે, શારદોત્સવનો રંગ જમાવ્યો છે અને આ ચક્રવર્તી સમ્રાટ પોતાના સમસ્ત સૈન્ય–સામન્તને તેડી આવીને એ રંગમાં ભંગ પાડવા માગે છે, આવા મોંઘેરા ઓચ્છવને સાવ ધૂળધાણી કરી, મારી મહેનત પર પાણી ફેરવવા માગે છે? કેવો અક્કરમી!

રાજા

ચૂપ કરો, ચૂપ કરો, બાપજી! કયાંકથી કોઇક સાંભળી જશે!

સંન્યાસી

એ વિજયાદિત્યની પછી મારે

રાજા

અરે, ચૂપ કરો, બાપજી! તમે તો સત્યાનાશ વાળશો! એના માટે તમારો જે અભિપ્રાય હોય તે તમને મુબારક! હાલ થોડીક વાર તો જીભ ઝાલીને બેઠા રહો!

સંન્યાસી

એ બાબતમા પહેલા પણ તમારી સાથે થોડીક ચર્ચા થઈ ગઇ છે, ખરૂ ને?

રાજા

જો ફસાયો છુ'! બાપજી, પણ એ બધી ચોવટ અત્યારે શું કરવા? અને આ કોણ? લખમીચંદ! અરે તુ વળી અહિ બેઠો બેઠો શુ સાંભળ્યા કરે છે? જા ને, અહિથી!

લખમીચંદ

મહારાજ, જવાય એમ છે જ કયા? છાતી ઉપર મોટો પત્થર ખડકાયો છે ત્યા! હવે તો યમરાજ ઉઠાડે નહિ ત્યાસુધી અહિથી ચસાય એમ પણ લાગતું નથી. નહિતર મહારાજની સમક્ષ આમ નીરાતે બેસી રહેવાની મને ટેવ જ નથી!

(વિજયાદિત્યના અમાત્યો પ્રવેશ કરે છે)

મંત્રી

મહારાજાધિરાજ ચક્રવર્તી મહારાજ વિજયાદિત્યનો જય!

(બેસીને પ્રણામ કરે છે)

રાજા

અરે, કરો છો શું? મશ્કરી તો નથી કરતા! હું ક્યા વિજયાદિત્ય છું? હું તો એમના ચરણની રજ, એમનો નમ્ર સેવક, સામંત સોમપાલ!

મંત્રી

મહારાજ, સમય તો થઈ ગયો છે હવે રાજધાનીએ પધારશો ને?

સંન્યાસી

દાદા! નહોતો કહેતો કે પાઠશાળામાંથી નાસી તો છૂટયો છું પણ ગુરૂમહારાજ પાછળ પડયા છે! તે જુઓ, આ આવી પૂગ્યા!

દાદા

પ્રભો, આ બધો શો ખેલ! હું સ્વપ્ન તો નથી જોતો ને!

સંન્યાસી

સ્વપ્ન ફક્ત તમે જ જુઓ છો કે આ લોકો પણ જુએ છે તેનો નીવેડો શી રીતે થાય?

દાદા

ત્યારે શું આપ...?

સંન્યાસી

હા. આ લોકો કેટલાક તો મને વિજયાદિત્ય તરીકે જ ઓળખે છે!

દાદા

પ્રભુ, ત્યારે તો હું યે ખાટયો! આ પ્રસંગે આપનો પરિચય જેવો મને થયો તેવો તો આ લોકો સુદ્ધાંને પણ કહી યે

તુ આ તો ભારે ગુંચવણમા પડયો, બાપજી!

લખમીચંદ

અને હુ યે મહા ગૂચવણમા આવી પડયો છુ, મહારાજ. સમ્રાટના હાથમાથી બચવા માટે સંન્યાસીને શરણે ગયો, અને અહિ સન્યાસી તો વળી એવા નીકળી પડયા કે ન પૂછો વાત!

રાજા

મહારાજ, દાસની કસોટી કરવા નીકળ્યા હતા?

સંન્યાસી

ના રે, નારાયણ! હુ તો મારી પોતાની જ કસોટી કરવા નીકળ્યો હતો

રાજા

હાથ જોડીને આ અપરાધીને મહારાજની શી આજ્ઞા છે?

સંન્યાસી

વિશેષ કંઇ નહિ! તમારી પાસે હુ કેટલાક વચનો એ બધાયે છુ, એ બધામાથી મુકત થઇને જઇશ

રાજા

મારી પાસે વચને આપ બધાયલા!

સંન્યાસી

તેમાથી એક તે પળાઇ ચૂકયુ છે! વિજયાદિત્ય તમારા અધીનમા નહિ જ છે, તદ્દન મામુલી માણસ છે તેની તો ખાતરી કરી શકયો છુ. એ અનુભવ લેવા માટે હુ પોતે પણ રાજપાટ છોડી, સંન્યાસી બની બધા લોકોની સાથે આવીને ભળ્યો. હવે તમારે એક કામ કરી આપવાનો મેં કોલ આપ્યો છે ને મારે પાળવો જોઇએ, ખરુ ને! વિજ-

સાહિત્યને તમારી કચેરીમા આજે જ હાજર કરી દઉ તેની પાસે તમારે કિયું કામ કરાવવુ છે, કહો જોઈએ !

રાજા

( નીચી મુડે ) મારા અપરાધની ક્ષમા કરાવવી છે

સંન્યાસી

એ તો ઠીક ! મને સમ્રાટ્ માનતા હો તો મારા પ્રતિ તમારો જે અપરાધ થયો છે એ રાજકાર્યની જ ક્ષણુપ ગણાય. અને એવુ કઇ હોય તો હુ કેટલાક દિવસ સુધી તમરા રાજ્યમા રહી બધુ મારે પોતાને હાથે જ વ્યવસ્થિત કરતો જઉ !

રાજા

મહારાજ, આપ શરદ્‌ની વિજયયાત્રાએ શા માટે નીકળ્યા છો તેનુ રહસ્ય આજે કળાયુ ! આજે આ હાર પણ આનદ જ આપે છે. કોઇ પણ યુદ્ધમા આવી હાર થઇ જ ન શકે ! હુ આપને આધીન છુ એ ગૌરવ જ મને અનેક વિજયોના કરતા ગરવું લાગે છે ! હવે તો હુ રાજ્ય ચલાવવાને યોગ્ય શી રીતે બનુ એ જ ઉપદેશ આપો !

સંન્યાસી

ઉપદેશની વાતો તો સહેલી છે, પણ તેને કાર્યમા મકુચો એ અત્યત મૂશ્કેલ છે. રાજ્ય ચલાવવાની યોગ્યતા મેળવવા માટે પ્રથમ તો સન્યાસ જ સાધવો જોઇએ !

રાજા

ઉપદેશ લક્ષ્યમા રાખીશ, હુ પાળીશ એમ શ્રદ્ધાપૂર્વક ન કહી શકુ

### લખમીચંદ

મને યે બાપજીએ, ના ના, મહારાજે એવો એક ઉપદેશ આપ્યો છે, તે મારાથી પળાશે નહિ, એટલુ જ નહિ, પરંતુ, લાગે છે કે, લક્ષ્યમા યે નહિ રાખી શકાય!

### સંન્યાસી

ઉપદેશની તમને બહુ જરૂરે ય નથી જણાતી!

### લખમીચંદ

જેવી મહારાજની આજ્ઞા!

(ગિરિધર પ્રવેશ કરે છે)

### ગિરિધર

બાપજી! અરે પણ આ કોણ? રાજા અને આ બધા ય!

([illegible])

### સંન્યાસી

આવ, આવ, બાપુ, આવ! શુ કહેતો હતો, કહે જોઈએ! ([illegible]) આના દેખતા શરમાય છે? ઠીક, ત્યારે સોમપાલ, આમને જરા એકાન્ત આપો! તમે

### ગિરિધર

એ શી વાત! એ તો અમારા રાજા છે. મને એમના અપરાધમા ન નાખો! હુ આપને કહેવા આવ્યો'તો જે પોથી–પાનીઆ ઉતારવા બદલ મને ત્રણ કોરી મળી છે. આ રહી જુવો!

સંન્યાસી

મારા હાથમાં મૂક, બાપુ! તને લાગે છે કે આ તારી અમુલખ ત્રણ કોરીઓ હું લખમીચંદને કરજને પેટે આપી દઇશ? ના, ના એ તો મેં જ લઇ લીધી! મેં અહિં શારદાનો ઉત્સવ કર્યો તેની દક્ષિણા! કેમ, બાપુ!

ગિરિધર

બાપજી, આપ લઈ લેશો?

સંન્યાસી

નહિતર વળી? તને લાગતું હશે કે આ સન્યાસીને કશાનો લોભ નહિ હોય! પણ આવી આવી વસ્તુઓનો તો મને યે લોભ છે!

લખમીચંદ

સત્યાનાશ! ત્યારે તો થઈ ચુક્યું! ડાકણના કાંધમા જ દીકરો સોંપીને બેઠો છું ને શું?

સન્યાસી

ખજાનચી!

ખજાનચી

આદેશ, પ્રભો!

સંન્યાસી

આ માણસને હજાર કોરી ગણી આપો!

ખજાનચી

જેવી આજ્ઞા!

ગિરિધર

ત્યારે એમણે જ મને ખરીદી લીધો!

સંન્યાસી

અરે, એનાથી તને શી રીતે ખરીદી શકાય ! તું તો મારો

ગિરિધર

(ચરણે નીચાક પડીને)

એવાં તે મારા શા પુણ્ય હશે !

સંન્યાસી

સુભૂતિ !

મંત્રી

આજ્ઞા !

સંન્યાસી

મને પુત્ર નહોતો તેથી તમે બધા ય કચવાતા હતા. હવે સન્યાસ–ધર્મને પુણ્ય–બળે આ પુત્ર પામ્યો છું.

લખમીચંદ

હાય હાય, મારી પાકી ઉમરને લઈને આ તક પણ ગુમાવી !

મંત્રી

મહદ્ આનદ ! એમણે કિયા રાજવંશમા ....?

સંન્યાસી

એણે જે રાજવંશમા જન્મ ધર્યો છે તેમા અનેક મોટા મોટા વીરો અવતર્યા છે પ્રાચીન ઇતિહાસ ઉથલાવીને હું એ બધુ તમને પછી દેખાડીશ લખમીચદ !

લખમીચંદ

આદેશ !

સંન્યાસી

વિજયાદિત્યના હાથમાંથી તમારી ઝવેરાતની મેં રક્ષા કરી છે તે હું તમને હવે પાછી સોંપુ છું.

લખમીચંદ

મહારાજ, સંતાડીને આપી હોત તો જ બરાબર રક્ષા થાત ! હવે તો શી રીતે રક્ષા થશે ?

સંન્યાસી

હવે તો ખુદ વિજયાદિત્ય જ રક્ષા કરશે તમારે બીજુ નહિ ! પરંતુ તમારી પાસે મારૂં થોડુંક લેણું છે !

લખમીચંદ

સત્યાનાશ !

સંન્યાસી

દાદા સાક્ષી છે !

લખમીચંદ

હા ! હવે તો બધા ય ખોટી સાક્ષી પૂરશે !

સંન્યાસી

મને ભિક્ષા આપવા ચાહતા'તા, ખરૂં ને ! તમારી પાસે મારા મુઠી ચોખા લેણા છે. રાજાની મુઠી ભરાવી શકશો ને ?

લખમીચંદ

પણ મહારાજ, મે તો સંન્યાસીની મુઠી જોઇને જ વચન આપ્યું હતું !

સંન્યાસી

ત્યારે તમે છૂટયા ! જાઓ.

### લખમીચંદ

હવે મહારાજ, ઇચ્છા હોય તો, થોડોક ઉપદેશ કરો.

### સંન્યાસી

ના, હજુ વાર છે

### લખમીચંદ

ત્યારે મજા લઈશ, પ્રણામ ચોમેરથી બધા ય આ દાબડા સામી એકી ટશે જોઈ રહ્યા છે !

( [illegible] )

### સંન્યાસી

રાજા નેમપાલ, તમારી પાસે મારી એક પ્રાર્થના છે

### રાજા

એ શું બોલ્યા ! સર્વ મહારાજનું જ છે ! આદેશ પ્રમાણે—

### સંન્યાસી

તમારા રાજ્યમાંથી મારે એક ચીજ લઈ જવી છે

### રાજા

કોને ! કહો, તેને [illegible] જ સૈન્ય મોકલાવીને મંગાવું ! વળી જરૂર હોય તો હું પોતે જ જઉં !

### સંન્યાસી

બહુ દૂર નહિ જવું પડે ! ([illegible]) તમારા આ માણસને લઈ જવા માગું છું

### રાજા

એમાં તે શું માગ્યું ! મહારાજની ઇચ્છા હોય તે [illegible]

રાજ્યમા જે અનેક શ્રુતિધર સ્મૃતિભૂષણ પંડિતો છે તેમને મોકલાવુ !

સંન્યાસી

ના રે ભાઈ ! એવા મોટા મોટા માણસોને સાચવવા જેટલી મારી પાસે સગવડ નથી હુ તો આ એકને જ લઈ જવા ચાહુ છુ મારા મહેલમા અનેક વસ્તુઓ છે. નથી ફક્ત એક વયસ્ય !

દાદા

અરે, પણ આ વયસ્ય કંઈ તો આપનો વયમા યે મેળ નહિ ખાય અને ગુણોયે ય નહિ ! તોપણ ખરીદો, ખરીદો, પ્રભુ ! ભક્તિએ કરીને બધો મેળ પૂરોપુરો કરી દઈશ

સંન્યાસી

દાદા, હુ બના દિવસો આવે ત્યારે બધા મધુઓ ભાગી જાય એ તો સમજાયુ ! પણ આવા ઉત્સવના દિવસોમા મારા બાળ મિત્રો ક્યા ચાલ્યા ગયા ? ગજદ્વારની ગંધ આવતા ભાગી તો નથી ગયા ને !

દાદા

કોઇને ભાગી જવાનો રસ્તો જ આપે ક્યા રાખ્યો છે. દશે દિશા ઘેરીને બેઠા છો ! એ ય આવે !

(બાળકો પ્રવેશ કરે છે)

બધા

સન્યાસી બાવા, સન્યાસી બાવા !

સંન્યાસી

(ફરી ઉભો થઈને)

આવો, આવો, બાપુ, આવો બધા ય !

બધા

આ શું ? આ તો રાજા ! અરે ભાગો રે ભાગો !

(ભાગવા માંડે છે)

દાદા

અરે ભાગશો મા રે ભાગશો મા !

સંન્યાસી

તમે શું કરવા ભાગો છો, એ જ ભાગશે. જાઓ, સોમપાલ, સભાની તૈયારી કરો. હું આવું છું

રાજા

જેવી આજ્ઞા.

(જાય છે)

છોકરાઓ

અમે વનમાં બધે ય ઠેકાણે ગાતા ગાતા ઘૂમી આવ્યા ! હવે અહિં ગીત પૂરૂં કરીએ !

દાદા

હા ભાઈઓ, તમે બાપજીની પ્રદક્ષિણા કરતા કરતા ગીત ચલાવો !

(બધા ગાય છે)

ગીત

આવી આવી સોહામણી આ શરદ્ સખી !

હૃદય–ઉલ્લાસ સખી !

નયન–પ્રકાશ સખી !

આવી આવી સોહામણી આ શરદ્ સખી !

ફુલના ઢગ ઉપર ધીમાં ધીમાં ડગ દેતી આવે!
કુમકુમનાં પગલાં લીલા વનમાં કરંતી આવે!
ફુલ–સુકુમાર સખી!
વન–શણગાર સખી!
આવી આવી સોહામણી આ શરદ્ સખી!
ધૂપછાયા ચીર કેરા પાલવ પાથરતી આવે!
મુખને મરકલડે ત્રણે ભુવન ઉજાળતી આવે!
તેજ અંબાર સખી!
જળહળકાર સખી!
આવી આવી સોહામણી આ શરદ્ સખી!
ફુલડાના ગીત ગેબી ઝીણું ઝીણા સુણતી આવે!
પગના અણમૂલ મીઠાં ઝાંઝર ઝણકાવતી આવે!
ઘુંઘટ ઉઘાડ, સખી!
મુખડું દેખાડ, સખી!
આવી આવી સોહામણી આ શરદ્ સખી!
વન–વન વૃક્ષે વૃક્ષે વીણા વગડાવતી આવે!
જન–જન હૃદયે હૃદયે ચેતન જગાવતી આવે!
અમી–સીંચ઼ત સખી!
કામણ કરંત સખી!
આવી આવી સોહામણી આ શરદ્ સખી!

# મુગટ

## અંક પહેલો

### દશ્ય પહેલું

( ત્રિપુરના સેનાપતિ ઇશાખાનુ વગ ત્રિપુરના કનિષ્ટ રાજકુમાર રાજધર તથા ઇશાખા ઇશાખા આયુધો સાફ કરે છે )

રાજધર

જુઓ સેનાપતિ, તમને મેં સો વાર કહ્યુ હશે કે મારૂ નામ લઇને મને ન બોલાવતા જાઓ !

ઇશાખાં

ત્યારે શુ લઇને બોલાવુ ? ચોટલી પકડીને બોલાવું કે કાન પકડીને !

રાજધર

તમે મારૂ માન નહિ રાખો તો પછી હુ યે તમારૂં માન નહિ રાખું એ હું તમને અત્યારથી જ કહી મૂકુ છું !

ઇશાખાં

મારૂં માન તમારી મદદ વિના ન જ રાખી શકાતું હોત તો નહવાયેલ બંગડીને ભાવે હુ એનું જાહેર લીલામ જ કરી નાખત ! મારૂ માન તો હું પોતે જ રાખી શકું એમ છું, એકલે હાથે !

રાજધર

તે રાખવું હોય તો ભવિષ્યમાં કદી યે નામ લઈને મને સાદ ન કરજો.

ઈશાખાં

ઠી ..ક !

રાજધર

હા.

ઈશાખાં

અરે વાહ ! ત્યારે મહારાજાધિરાજને શું કહીને બોલાવવા ! હજુર, જનાબ, જહાંપનાહ !

રાજધર

હું તમારો વિદ્યાર્થી તો છું, પરંતુ હું રાજકુમાર છું એ તમે ઘડીઘડી ભૂલી જાઓ છો !

ઈશાખાં

સ્હેલાઈથી નથી ભૂલતો તમે રાજકુમાર છો એ વાત મનમાં ઠસાવી રાખવાનો ખૂબ પ્રયત્ન કરૂં છું

રાજધર

તમે મારા ગુરૂ છો એ વાત પણ, મને લાગે છે કે, એ પ્રયત્નમાં ભૂલી જતા હશો !

ઈશાખાં

બસ, ચુપ !

(વચ્ચેટ રાજકુમાર ઇન્દ્રકુમાર પ્રવેશ કરે છે)

ઈન્દ્રકુમાર

કેમ, ખાં સાહેબ ? શું ચાલે છે ?

ઇશાખાં

સાંભળો તો ખરા ! આ ભાઈસાહેબ તમારા સૌમાં નાના; એમને જહાંપનાહ, શહેનશાહ કહીને ન બોલાવીએ તો એમનું માન ન જળવાય ! એમને માનની ભારે એ ચતાણુ !

ઈન્દ્રકુમાર

એમ કે ? હા હા હા હા

રાજધર

ચુપ કરો, મોટાભાઈ !

ઇન્દ્રકુમાર

ત્યારે તને શું કહીને બોલાવવો, જહાંપનાહ, શહેનશાહ ? હા હા હા હા !

રાજધર

મોટાભાઈ, કહું છું કે ચુપ કરો.

ઇન્દ્રકુમાર

જનાબ, ચુપ કરવું બહુ મુશ્કેલ છે ! હસી હસીને પેટ ફાટી પડે છે, હજુર !

રાજધર

તમે સાવ મૂર્ખ છો !

ઈન્દ્રકુમાર

ઠંડો પડ, ભાઈ, ઠંડો પડ ! તારી બુદ્ધિ તારી પાસે જ રાખ અમને કોઈને એનો લોભ નથી !

ઈશાખાં

એની બુદ્ધિ તો આજકાલ ખૂબ ઉછળી રહી છે !

### ઈન્દ્રકુમાર

હા એ તો! સીડી મૂકયા વગર એની ટોચ સુધી પહોંચાય પણ નહિ!

(યુવરાજ ચન્દ્રમાણિક્ય તથા મહારાજ અમરમાણિક્ય અનુચરો સાથે પ્રવેશ કરે છે)

### રાજધર

મહારાજની પાસે મારી એક ફરીઆદ છે

### મહારાજ

કેમ ?

### રાજધર

ઇશાખાં વારવાર ના પાડયા છતાં મારું અપમાન કરે છે એનો વિચાર થવો જોઇએ

### ઇશાખાં

અપમાન તો કોઈ યે નથી કરતુ પોતાને હાથે જ તમે તમારૂ અપમાન કરાવો છો બીજા યે રાજકુમારો છે તેઓ મને ગુરૂ ગણે છે અને હુ તેમને વિદ્યાર્થીઓ ગણુ છુ માન અપમાનનો સવાલે ય નથી ઉઠતો.

### મહારાજ

સેનાપતિ સાહેબ, કુમાર હવે મોટા થયા છે, હવે એમનું માન જાળવ્યા વગર નહિ ચાલે!

### ઇશાખાં

મહારાજે પોતે મરી પાસે અસ્ત્રવિદ્યા શીખતા ત્યારે તેમનું જેટલું માન રાખતો એટલું જ અત્યારે રાજકુમારનું રાખું છુ!

રાજધર

બીજા કુમારોની વાત નથી કરતો, પરંતુ.......

ઇશાખાં

ચુપ કરો, ભાઇ હું બાપુ સાથે વાત કરૂં છુ. માફ કરજો, મહારાજ, આખા રાજવંશમા એક આ કનિષ્ઠ રાજકુમાર મોટા થઇને મેહેતાની પેઠે કલમો જ ચલાવ્યા કરશે, તલવાર - એમના હાથમા નહિ શોભે. (યુવરાજ તથા ઇન્દ્રકુમાર ભણી આગળી ચીંધીને) જુવો મહારાજ, આ યે તે રાજકુમારો જ છે ને! રાજવંશ ઉજાળશે!

મહારાજ

રાજધર, આ સાહેબ શું કહે છે? તેં એમને અસ્ત્રવિદ્યામાં સંતોષ નથી આપ્યો લાગતો.

રાજધર

એ મારા નશીબનો જ વાક છે, અસ્ત્રવિદ્યાનો વાક નથી. મહારાજ પોતે એકવાર અમારી બધાયની ધનુર્વિદ્યાની પરીક્ષા લે એટલી જ મારી અરજ છે

મહારાજ

એથી રૂડું શુ? કાલે જ મને ફુરસદ છે, કાલે જ પરીક્ષા થશે. તમારામાથી જે જીતશે તેને મારી આ હીરાજડીત મૂઠવાળી તલવાર ઇનામ મળશે

(જાય છે)

ઇશાખાં

શાબાશ, રાજધર, શાબાશ! આજે તમે ક્ષત્રીય સંતાનની પેઠે ગાજ્યા! અસ્ત્ર–પરીક્ષામા હારશો તો યે કંઇ ગૌરવ

નષ્ટ થવાનું નથી હારજીત તો અલ્લાહના હાથની વાત છે, પણ ક્ષત્રીયોના હૃદયમા એટ તો હોવી જોઇએ ને!

રાજધર

રાખો, સેનાપતિ, તમારી ખુશામદ બીજા કોઇ રાજકુમારને માટે સાચવી રાખો આટલા દિવસ તેના વિના મને ચાલ્યુ તો હવે કઇ અટકી પડવાનુ નથી!

યુવરાજ

ગુસ્સે ન થા, ભાઇ રાજધર, સેનાપતિ સાહેબનો સરલ ઠપકો, એમની સફેદ દાઢીની પેઠે, ફક્ત મ્હોડાનો જ છે!– એમના પેટમા કઇ નથી! એકાદ પણ સદ્ગુણ જોઇને એ બધું ભૂલી જાય છે અસ્ત્રપરીક્ષામા તારી જીત થઈ તો પછી જોજે, ખાસાહેબ તારા ઉપર બસ મરી પડશે!

રાજધર

મોટા ભાઇ, આજ પૂનેમ છે આજ રાતે ગોમતી નદીને કાઠે વાઘ પાણી પીવા માટે આવવાના તમે મારી સાથે શિકાર રમવા આવશો ને?

યુવરાજ

બહુ સારૂ તારી ઈચ્છા થઈ છે તો ચાલશું.

ઇન્દ્રકુમાર

શી નવાઇ! રાજધરને વળી શિકાર કરવા જવાનું સૂઝ્યુ! કોઇ દિ' નહિ ને આજ!

ઇશાખાં

પણ એમને હવે શિકાર કરવાની જરૂરે ય નથી! એમણે અધ્યયના કરતાં વધારે પ્રાણીઓનો શિકાર કર્યો છે! કચે-

રીમાં એમના ફંદમાં ન ફસાઇ પડયું હોય એવું એક પણ બે-પગું પ્રાણી નથી!

યુવરાજ

તમારી તલવારની પેઠે તમારી જીભ પણ અત્યંત તીક્ષ્ણ લાગે છે જેના ઉપર પડે એનું હૃદય વાંધ્યા વિના પાછી જન ફરે.

રાજધર

મોટા ભાઇ, નાહક ડરશો નહિ આ સાહેબ પોતાની જીભને ચાહે તેટલી સજે, પણ મારા હૃદયમાં એક ઉઝરડો સરખો પણ પાડી શકવાના નથી!

ઇશાખાં

તમારૂ હૃદય એમ હાથ જ ક્યા આવે એવું છે! ઘણુ જ કઠોર!

ઇન્દ્રકુમાર

અને આજ રાતે વળી શિકારે જવાની તને એકાએક ધુરી ચડી છે એનું ય હૃદય કાંઇ સ્હેજે હાથ આવે એમ લાગતું નથી!

યુવરાજ

ભાઈ ઇન્દ્રકુમાર, તને ચે રાજધરને વેણે વેણે વીંધવાની ટેવ પડી ગઇ લાગે છે.

રાજધર

અને મને પણ એમના વેણોથી વીંધાવા છતાં વેદના ન પામવાથી ટેવ પડી ગઇ છે

ઇન્દ્રકુમાર

મોટાભાઇ, આજ રાતે શિકારે આવશો?

યુવરાજ

તારી સાથે શિકારે જવું એ યે ભારે પીડા ! અમે તદ્દન અહિંસક શિકાર કરવાવાળા ! તમે તો વનમા મોટા પ્રાણીઓને મારી લાવો ' અને અહિં તો સીતાફળ કેળા કે લીંબુનો શિકાર કરતા યે મારો જીવ ન ચાલે !

ઈશાખાં

(ઇન્દ્રકુમારની પીઠ થાબડીને)

યુવરાજ ખરૂ કહે છે, બેટા તમારૂં તીર બધા ય કરતા પહેલુ છુટે અને સડસડાટ જાય !–તમારી સાથે હરીફાઇમાં કોણ ઉતરે ?

ઇન્દ્રકુમાર

નહિ, મોટાભાઈ, મશ્કરી નહિ ! કાંઇ નહિ, તમે નહિ આવો તો હું યે પાછી વાળીશ !

યુવરાજ

ઠીક ત્યારે, ચાલશુ આજ રાજધરને યે મન થયુ છે એને નિરાશ નહિ કરૂં

ઈન્દ્રકુમાર

અને મને જ ફક્ત મન થયું હોય તો ન આવો ખરૂ ને !

યુવરાજ

એમ તે શુ બોલતો હોઇશ, ભાઇ તારી સાથે તો ઘણી યે વાર આવું છું.

ઈન્દ્રકુમાર

એટલે જ તો હું હવે જુનો થઈ ગયો છુ ને !

### યુવરાજ

મારી વાતનો આમ અવળો અર્થ લે છે તેથી દિલ દુભાય છે.

### ઇન્દ્રકુમાર

ના રે ના, મોટાભાઈ, હું તો મશ્કરી કરતો' તો ચાલો ચાલો. તૈયારી કરીએ.

### ઇશારામાં

ઇન્દ્રકુમાર પોતાની છાતીમા દશ બાણ વાગે તે સહન કરી શકે પણ મોટાભાઇનું દિલ દુભાય એ એનાથી જોયું ન જાય !

(અનુચરો સિવાય બીજા બધા ચાલ્યા જાય છે)

### પહેલો અનુચર

વાત ઠીક તો ન થઈ ! આપણા નાના રાજકુમાર અસ્ત્રવિદ્યામા શું ઉકાળવાના છે એ કોઇથી અજાણ્યુ નથી ! છતાં એ વચેટ કુમાર સાથે અસ્ત્ર–પરીક્ષામા ઉતરવા માગે છે એનો અર્થ શો ?

### બીજો અનુચર

એમા શુ ? કેટલાક તીરથી લક્ષ્યભેદ કરે અને કેટલાક બુદ્ધિ વાપરે !

### પહેલો અનુચર

એ જ તો મોટી બીક છે ને ! અસ્ત્રપરીક્ષામા અસ્ત્ર ન ચલાવતાં બુદ્ધિ જ ચલાવે, એ જ તો દુર્બુદ્ધિ ને !

### ત્રીજો અનુચર

લે ભાઈ બંસી ! અસ્ત્ર ચાલે કે બુદ્ધિ ચાલે ! ફેંકો

વચ્ચે તારી આ જીભડીને ન ચલાવજે એટલી જ મારી ભલામણ છે નોકરીમા ટકવું હોય તો જીભ છુટ્ટી મૂકવી ન પોસાય !

બીજો અનુચર

હા ભાઇ. વનમાળી સાચું જ કહે છે. નાનકડા કુમારની વાત નીકળે છે ત્યારે તું જેમ ફાવે તેમ બોલ્યા કરે છે ! રાજાના છોકરાઓમા કિયો બુદ્ધિમાન અને કિયો મૂર્ખ તેનો ફડચો લાવવાનુ કામ આપણે માથે નથી, સમજ્યો ને ! આપણા યુવરાજ દીર્ઘાયુષ થાય અને આપણા વચેટ કુમારની પેઠે આપણે પણ તેમની સાથે ફરતા ફરતા તેમની રક્ષા કર્યા કરીએ, એટલી જ ભગવાન્ પાસે પ્રાર્થના કર્યા કર બાકી નાના કુમારની વાત તો જેમ ઓછી થાય તેમ જ સારૂ

પહેલો અનુચર

તે કાઇ હું એમની વાત જાણીબુઝીને તો નથી કરતો ! આપણા વચેટ કુમાર બહુ ભોળા માણસ--એમને ભયની તો કશી ખબરે ય ન મળે, કાવતરાબાવતરામા તો સમજે પણ નહિ તેથી મને રોજ બીક રહ્યા કરે છે કે પેલા ભાઇસાહેબ એ બિચારાને કયાક ફસાવી ન મારે !

બીજો અનુચર

ચાલો, ચાલો એજ આવે છે.

પહેલો અનુચર

હા. સાથે એમના મામાનો દીકરો ધુરધર પણ લાગે છેઃ જાણે શનિ અને મંગળની જોડ !

(જા ૦ )

(રાજધર અને ધુરંધર પ્રવેશ કરે છે)

રાજધર

હવે તો નથી સહેવાતુ !

ધુરંધર

છતા યે સહેવાય છે એ ચોક્કસ ! ઇન્દ્રકુમારની સાથે તો જન્મથી જ આ પ્રમાણે ચાલ્યાં કરે છે, પણ કદીયે અસહ્ય લાગ્યુ હોય એવાં ચિન્હો નથી દેખાયા

રાજધર

ચિન્હો દેખાડયે શો લાભ? અને દેખાડીશ ત્યારે એકીચોટે જ દેખાડીશ. હમણા એક લાગ મળે એમ છે. આ વખતની અસ્ત્ર-પરીક્ષામા હુ આબાદ બાણ મારવાનો છુ.

ધુરંધર

ઇન્દ્રકુમારની છાતીમા કે ?

રાજધર

છાતીમા નહિ, હૃદયમા. આ વખતની અસ્ત્ર-પરીક્ષામા હુ જીતવાનો છુ. એના અહકારને વીંધીને ભુકેભુકા ઉડાડવાનો છુ.

ધુરંધર

અસ્ત્ર-પરીક્ષામા ઇન્દ્રકુમારને જીતીશ—એ જ કે તારો લાગ !

રાજધર

હા. પણ એ લાગ કંઈ તીર મારીને કામ કાઢવાનો નથી, અક્કલ વાપરવાનો છે. તારે એક કામ કરવું પડશે.

ધુરંધર

કામ તો તારા હંમેશા કર્યાં કરૂં છું, વાંધો ફક્ત ફળનો જ છે!

રાજધર

હા, પણ ધીરજનાં ફળ મીઠાં! હાલ તો ગમે તે ઉપાયે ઇન્દ્રકુમારભાઇની અસ્ત્રશાળામા પેસીને તેના ભાથા-માથી તેના નામવાળુ બાણુ કાઢી તેને બદલે મારા નામવાળું બાણુ ગોઠવી આવ! તીર બદલાશે એટલે સાથે સાથે નશીબે ય બદલાશે!

ધુરંધર

એ તો બધુ સમજ્યો પણ મારા જીવનું શું? એ જશે તો પછી કોઇની સાથે એનો અદલોબદલો નહિ થઈ શકે!

રાજધર

તારે બીવાનુ નથી. હુ બેઠો છુ ને!

ધુરંધર.

તુ તો બરાબર બેઠો છે, પણ ભય પણ બેઠો જ છે ને! તે દિવસે ઈન્દ્રકુમારનુ રૂપાનુ ધનુષ પડાવી લેવાનુ તને મન થયુ, અને તારા કહેવાથી મે એ ચોરી લવીને તારા મહેલના બારણા પાસે છુપાવી રાખ્યુ પાછળથી ઇન્દ્રકુમારને ખબર પડી ગઈ ત્યારે એણે પેલું ધનુષ્ય ના તારા ઉપર દયા ખાઇને તને આપી દીધુ પણ મારૂં કેટલુ અપમાન કર્યું! મરીશ તો યે તે નહિ ભૂલું! ત્યારે પણ, ભાઇ, તુ તો બેઠો જ હતો ને! કેટલી રક્ષા કરી તે મારૂ મન જાણે છે.

રાજશેખર

ત્યારે તો આ વખતે તને ઠીક લાગ મળ્યો છે; એ અપમાનનો બદલો લેવાનો અત્યારે જોગ છે.

ધુરન્ધર

ક્યારે શેનો જોગ છે એ સ્પષ્ટ નથી સમજાતું દુબળા લોકોને તો અપમાન જીરવવા જેટલી શક્તિ મળે તો બસ. બદલો લેવાની ધૂન રાખવી એમને ન પોસાય. જો, પેલા બધા ય આવે છે. હું હવે નાસી જઇશ. નહિતર મને તારી સાથે જોશે કે તરત જ ઇન્દ્રકુમારના મ્હોડામાંથી ફુલ ઝરવા માંડશે અને ઇશાખા પણ કાંઇ મારા ઉપર તારા કરતા વધુ વહાલ દેખાડવાના નથી જ !

---

## દૃશ્ય બીજું

---

(ઇન્દ્રકુમારની અશ્વશાળાના બારણા આગળ)

ઇન્દ્રકુમાર

કેમ, ભાઇ પ્રતાપ, શું છે ? એકાએક મને અશ્વશાળાના બારણા આગળ કેમ બોલાવ્યો ?

પ્રતાપ

વડીલ રાણીસાહેબે કહાવ્યું છે કે આપની અશ્વશાળામાં આજે એક નવીન અશ્વનો ઉમેરો થયો છે; તે પુષ્પનાશ છે કે નાગાશ છે કે બીજું કંઇ છે તેની આપે તપાસ કરવી ઘટે.

ઇન્દ્રકુમાર

શું કહે છે, પ્રતાપ ? કળિયુગમા એવાં અસો સંભવે જ શી રીતે ?

પ્રતાપ

કળિયુગમા જ સંભવે, કુમાર બારણું ઉઘાડો એટલે જેવું હશે તેવું જણાઇ આવશે

ઇન્દ્રકુમાર

કંઈક તો સમજાયુ, અંદરથી કોઈકનાં પગલાનો અવાજ આવે છે !

(બારણું ઉઘાડે છે અન્દરથી રાજધર નીકળે છે)

આ શુ ? રાજધર, તું અહિ કયાથી ? હા હા હા હા. તને અશ્વ સમજીને તો કોઇએ અહિં ફેંકી દીધો નથી ને ! વાહ જી વાહ !

રાજધર

એ તો ભાભીએ મને મશ્કરીમાં અહિં પૂરી મૂકયો હતો

ઇન્દ્રકુમાર

પણ અશ્વશાળા કાંઇ જેવી તેવી મશ્કરીનુ ઠેકાણુ નથી ! અહિની મશ્કરી તો તીખી ને તમતમતી હોય ! પણ તું વળી અહિ કયાંથી આવી ચડયો !

રાજધર

આજ રાતે શિકારે જવાનું હોવાથી ભાભીસાહેબ પાસેથી તમારા થોડાક આયુધો ઉછીના લેવા આવ્યો હતો મારી અક્ક

શાળામાં તો તમામ આયુધો કટાઇને ઢીલાં ઝમ થઈ ગયાં હતાં તે, કાલે પરીક્ષા હોવાથી, સજવા આવ્યા છે

ઈન્દ્રકુમાર

અને પછી ભાભીસાહેબે તો તને આખી અશ્વશાળા જ ઉધાર દઇ દીધી, ખરૂં ને! પણ ત્યારે એમાંથી સટકી શું કરવા આવ્યો? જા, જા, અંદર ઘૂસી જા! ઉધારની મુદ્દત હજુ કયાં પૂરી થઈ છે! હા, હા, હા, હા!

રાજધર

હસો, હસો! હું યે હસીશ આ તમાશા ઉપર, પણ અત્યારે નહિ! ઠીક, રજા લઇશ, મોટાભાઈ, આજ હવે શિકારે મ નથી જવું.

(જાય છે)

પ્રતાપ

નાના કુમારની આપ આટલી બધી મશ્કરી કરો છો એ ઠીક નથી થતું.

ઇન્દ્રકુમાર

મશ્કરી કરવામાં શી બીક છે? એ યે ભલે ને કરે!

પ્રતાપ

એની મશ્કરી બહુ આકરી પડશે

---

## દૃશ્ય ત્રીજું.

---

(ધનુર્વિદ્યા–સ્થાન મહારાજ રાજકુમારો, ઇશાખા, નિશાનધારી તથા ભાટ

ઇન્દ્રકુમાર

મોટાભાઇ, આજ તો તમારે જીતવુ જ પડશે. નહિતર નહિ ચાલે !

યુવરાજ

નહિ ચાલે શું ! મારૂં વીર નિશાન ચૂકશે તો યે જગત્ તો જેમ પહેલા ચાલતું હતું તેમ જ ચાલ્યા કરશે ! અને કદાચ તેમ ન પણ ચાલે તો યે કાંઇ હું જીતું એવો સંભવ તો નથી જ !

ઇન્દ્રકુમાર

મોટાભાઇ, તમે હારશો તો હુ ચાહીને નિશાન ચૂકીશ.

યુવરાજ

ના ભાઇ, એવું છોકરવેળાપણુ કરતો નહિ. શૂરનું નામ જાય !

ઇશાખાં

યુવરાજ, વખત થઇ ગયો છે ધનુષ લ્યો. એકાગ્ર ચિત્ત કરો હાથ બરાબર ઠેરાવજો હો !

(યુવરાજ તીર ફેંકે છે)

ઈશાખાં

યા અલ્લાહ ! લપસી પડયું !

યુવરાજ

ચિત્ત તો એકાગ્ર કર્યું, ખાં સાહેબ, પણ તીર ધનુષ ઉપર એકાગ્ર ન થયું!

ઇન્દ્રકુમાર

ન થયું શું? જરાક દિલ દઇને કર્યું હોત તો બધું ય થાત. મોટાભાઇ, તમે મન-વગરનું કરીને બધું ય બગાડી નાખો છો એથી મને બહુ દુઃખ થાય છે.

ઇશાખાં

પણ તમારા મોટાભાઇની બુદ્ધિ તીરના ફળાં ઉપર ફરી શકે એટલી તીણી જ કયા છે!

ઇન્દ્રકુમાર

સેનાપતિ સાહેબ, એ અન્યાયભર્યું વેણ છે!

ઇશાખાં

(રાજધરને)

કુમાર, આ વખતે તો તમે જ નિશાન વીંધી નાખો; ભલે મહારાજે ય જોઇ રહે!

રાજધર

હવે મોટાભાઇનો વારો છે.

ઈશાખાં

અત્યારે ભાઇબંધી કરવાનો સમો નથી. મારી આજ્ઞાનું પાલન કરો

(રાજધર તીર ફેંકે છે.)

ઈશાખાં

થયું! મારું તીર પણ તમારા મોટાભાઇની પાંસે જ ભર્યું! નિશાન તરફ તો નિશાને ચે નહોતું!

યુવરાજ

ભાઇ, તારૂં બાણ જરાકથી રહી ગયું ! થોડુક પાસે ગયુ હોત તો જરૂર નીશાન વીંધાત

રાજધર

નીશાન તો વીંધાઇ જ ચૂકયું છે ! એ તો દૂર હોવાને લીધે તમારાથી સ્પષ્ટ નથી જોઇ શકાતુ, એટલુ જ !

યુવરાજ

ના રાજધર, તારી આખ ભૂલ ખવડાવે છે. નીશાન નથી વીંધાયું !

રાજધર

એ તો મારી ધનુર્વિદ્યા પર તમને અણુવિશ્વાસ બધાઈ ગયો છે તેને લઇને તમે દેખતા છતાં યે નથી દેખી શકતા ! નજીક ગયે બધુ ય સાફ દેખાઇ આવશે !

(ઇન્દ્રકુમાર હાથમા ધનુષ લે છે )

યુવરાજ

(ઇન્દ્રકુમારને)

જો ભાઇ, હુ અસીજવાન છુ એટલા ખાતર જ મારા ઉપર ગુસ્સે થવુ ન શોભે હો ! તારૂ તીર નિશાન નહિ વીંધે તો મારૂ હૃદય વીંધશે એ ખા રી રાખજે.

(ઇન્દ્રકુમાર તીર ફેંકે છે)

(નિપથ્યમા "જય, કુમાર ઇન્દ્રકુમારનો જય !" એવી ગર્જનાઓ સભળાય છે વાજા વાગવા માંડે છે યુવરાજ ઇન્દ્રકુમારને ભેટે છે)

ઇશાખાં

બેટા, અલ્લાહ તમને કરોડ વરસના કરે. મહારાજ, વીટ

કુમાર આપના ઇનામના અધિકારી બન્યા છે આપનો કોલ પાળો

રાજધર

સબુર કરો, મહારાજ, ઇનામ મારું જ છે ! મારા જ તીરે નિશાન વીંધ્યુ છે !

મહારાજ

ગાંડો તો નથી થયો ને !

રાજધર

સેનાપતિ સાહેબને બરાબર જોવા મોકલો એટલે બધું પાધરૂ થઇ જશે.

ઇશાખાં

ઠીક, ઠીક. જાઉં છું. હમણા જ જોઇ આવું છું કોના તીરે નીશાન વીંધ્યું છે તે.

(જાય છે)

(હાથમા તીર લઇને ઇશાખા ફરી પ્રવેશ કરે છે)

ઇશાખાં

(ઇન્દ્રકુમારને)

બાપુ, હું તો ઘરડો માણસ છુ આંખે બરાબર દેખું યે નહિ. જુઓ તો ખરા, આ તીરના ફળા ઉપર રાજધરનું નામ તો નથી દેખાતું ને !

ઇન્દ્રકુમાર

બરાબર રાજધરનું જ નામ છે !

મહારાજ

જોઉં જોઉં ! અરે, આ શું ? એકી હારે આપણા બન્નેની ભૂલ થઇ !

ઇશાખાં

કાંઈ સમજાતુ નથી !

ઈન્દ્રકુમાર

મને સમજાઈ ગયું !

રાજધર

મહારાજ, આજ બરાબર વિચાર કરી જુઓ !

ઈન્દ્રકુમાર

(સ્વગત) વિચાર ! વિચાર કરીશ તો તો મ્હોડે મેશ ચોપડવી પડશે ! પણ ના, કુટુંબનુ પોગળ પાધરૂં નહિ કરૂં ! એના અતર્યામી જ એના માટે વિચાર કરશે !

ઇશાખાં

થયું છે શું, ભાઈ ? આમા કાંઇક ભેદ છે ! નહિંતર પ્રહ્લાદ ફરી જાય તો યે પત્થરમાથી સંગીત ન નીકળે ! બેટા ઇન્દ્રકુમાર, ખરી વાત કરો, શું થયું છે ? બાથાં બદલાઇ તો નથી ગયા ને ?

રાજધર

બદલાય શી રીતે ? હજુ યે તપાસી જુવો ને, આ રહ્યાં !

ઇશાખાં

એ તો દેખું છું બાથાં તો બરાબર જ છે ! ઠીક, ભાઇ ઇન્દ્રકુમાર, ખરૂં કહેજો, થોડા વખત પહેલાં તમારી અશ્વશાળામા કોઇ દાખલ થયેલુ ?

ઇન્દ્રકુમાર

એ બધી વાતનું અત્યારે કાંઇ કામ નથી, ખાં સાહેબ.

ઈશાખાં

ખરૂં કહી દો, બાપુ. જરૂર કોઇએ તમારી અજાણમાં પેસીને તીર બદલાવી લીધુ છે!

ઈન્દ્રકુમાર

રહેવા દો, ખાં સાહેબ, એવી વાતો રહેવા દો!

ઈશાખાં

ત્યારે તમે હાર કબુલ રાખો છો?

ઈન્દ્રકુમાર

હા.

ઈશાખાં

શાબાશ, બાપુ, શાબાશ! ખરા રાજકુવર તમે! મહારાજ, આ વાતમાં ક્યાંક જરૂર કંઇ અન્યાય થયો છે. પણ એ હવે પ્રગટ નહિ થાય. માટે એક વાર ફરીથી પરીક્ષા લીધા વિના બરાબર પારખુ નહિ પડે

રાજધર

ખા સાહેબ, મારી જીત થઈ એ જ મોટો અન્યાય થયો છે! પરંતુ તેમ છતા યે હવે ફરીથી પરીક્ષા આપવાનું અપમાન તો હું સાંખવાનો નથી જ. હુ જીત્યો એ જો ભારે અન્યાય થયો હોય તો એનો ઉપાય સહેલો જ છે ઇનામ ઇન્દ્રકુમાર ભાઇને આપી દો, મને ન જોઇએ.

મહારાજ

એ મારાથી ન કહેવાય–તીર ઉપર તારૂ નામ છે તેથી હું તો તને જ ઇનામ આપવા બંધાયેલો છુ. લે આ.

(તલવાર આપે છે)

રાજધર

ઇનામ માથે ચઢાવું છું–પરંતુ મારા આવા સદ્ભાગ્યથી કોઇને આનંદ થયો નથી તેથી હું આ તલવાર ઇન્દ્રકુમારભાઇને જ આપી દઉં છું

(ઇન્દ્રકુમાર તરફ તલવાર ફેંકે છે)

ઇન્દ્રકુમાર

(તલવારને સામે પર ફગાવી દઈને)

ધિક્! તારે હાથે કિયો અભાગીઓ ઇનામ સ્વીકારે !

ઇશાખાં

(ઇન્દ્રકુમારનો હાથ ઝાલીને) આ શું ? ઇન્દ્રકુમાર, મહારાજે આપેલી તલવાર સામે પર ફગાવી દેવાની તોછડાઈ કરો છો ? તમારા આ અપરાધને માટે યોગ્ય સજા મળવી જોઇએ.

ઇન્દ્રકુમાર

(હાથ જોડાવી લઇને)

વડીલ, મને અડો નહિ.

ઇશાખાં

બેટા, બેટા, શું કરો છો ? આજ તમે પોતાને ભુલી બેઠા છો કે શું !

ઇન્દ્રકુમાર

સેનાપતિ સાહેબ, મને ક્ષમા કરો. હું ખરેખર પોતાને ભૂલી ગયો છું મને સજા કરો

યુવરાજ

ધીરો પડ, ભાઇ. ચાલ, ઘેર ચાલ.

ઇન્દ્રકુમાર

(મહારાજની ચરણરજ લઈને)

પિતા, અપરાધ ક્ષમા કરજો આજે બધી રીતે હું હાર્યો છું

ઇશાખાં

મહારાજ, મારી થોડીક અરજ છે આ રમતની પરીક્ષા તો પૂરી થઇ ગઇ, હવે કાર્યદ્વારા પરીક્ષા કરો, અને એમા આપનો કિયો પુત્ર ઈનામ લે છે એ જુવો

મહારાજ

કિયા કાર્યદ્વારા, સેનાપતિ ?

ઇશાખાં

આરાકાનના રાજા સાથે મહારાજનું યુદ્ધ થવાનું છે. સૈન્ય પણ સજ્જ થઇ ગયું છે. આ વખતે કુમારોને પણ યુદ્ધમા મોકલાવો.

મહારાજ

ઠીક વાત કહી, સેનાપતિ આરાકાનનો રાજા ચટ્ટગ્રામના સીમાડા સુધી આવી પૂગ્યો છે એવા સમાચાર મળ્યા છે ઘણી યે વાર સમજાવ્યો છે, પરતુ મુર્ખને શિખામણ શી ? ઘાડા ઉપર પાણી ! હવે તો એને યમરાજની પાઠશાળામા મોકલ્યા સિવાય આરો નથી ઠીક ને, ભાઇઓ ? આપણા એ જુના શત્રુઓ સાથે લડાઇના તીર્થસ્થળમાં ક્ષાત્રધર્મની દીક્ષા લેવા જવા રાજી છો ને !

ઇન્દ્રકુમાર

રાજી જીએ મોટાભાઇ યે ચાલશે ને !

અંક પહેલો

રાજધર

હું યે રાજી જ છું !

મહારાજ

ત્યારે ઈશાખં, તમારા સેનાપતિપણા નીચે આ લોકોને શત્રુ–વિજય માટે તેડી જાઓ ત્રિપુરેશ્વરી તમારી સહાયતા કરો।



# અંક બીજો

## દશ્ય પહેલું

(સ્થળ છાવણીમા રાજધરનો તબુ રાજધર તથા ધુરધર)

ધુરંધર

તું પાંચ હજારની સેના સાથે જુદો પડી શકીશ ખરો ?

રાજધર

હા ઇશાખાને મે એ બાબત જ કહાવ્યુ છે.

ધુરધર

તે તો મને ખબર છે તે વખતે હું ત્યાં જ હતો
ર લઇને તો ત્યાં અનેક વાતો થઇ.

રાજધર

શી વાતો ?

ધુરધર

સૌથી પહેલાં તો જાણે ઇન્દ્રકુમાર ખડખડાટ હસી
ો કહેવા લાગ્યો કે રાજધરની યુદ્ધ કરવાની રીત જ
ી છે રણક્ષેત્રથી દૂર રહીને જ યુદ્ધ કરવું ગમે !

રાજધર

એ તો ઠીક જ કહ્યુ ! ક્ષેત્રમાં રહીને જ યુદ્ધ કરે એ
મજુર ! દૂર રહીને પણ યુદ્ધ કરી શકે એ જ ખરો
! વારૂ, ઇશાખાએ કંઇ કહ્યુ ?

### ધુરંધર

તારા ઉપર એને કેટલો વિશ્વાસ છે એ તારાથી ક્યાં અજાણ્યું છે? તું પગે લાગવા જાય તો યે એને શક આવે કે પગરખાંની જોડ સરકાવી લેવા નહિ આવ્યો હોય ને! તેણે કહ્યું કે રાજધર યુદ્ધક્ષેત્રથી દૂર જવા ચાહે એમાં તો કશું અચરજ નથી. પરંતુ સાથે પાંચ હજારની સેના રાખવા માગે છે એ મને ઠીક નથી લાગતું

### રાજધર

યુવરાજ કશું યે ન બોલ્યા?

### ધુરંધર

યુવરાજને કોઈ ઉપર શક આવે? ભગવાને એમને બુદ્ધિ જ ક્યાં આપી છે? એમને તો તારા ઉપરેય શક ન આવે અને કોઈ ઉપરેય ન આવે!

### રાજધર

જો ધુરંધર, તારે મોટા ભાઈ વિષે એવી એવી વાતો ન કરવી

### ધુરંધર

ભૂલ્યો, મોટા ભાઈ વિષેનું તને થોડુંક પેટમાં બળે છે એ ભૂલી ગયો. હજુ એટલું બાકી રહી ગયું છે હૃદય ઠીક તેમણે કહ્યું, 'રાજધરને તમે બધા ય અન્યાય કરો છો પણ એનું કહેવું મને તો બહુ જ શાણપણનું લાગે છે ન કરે નારાયણ અને યુદ્ધના આગળથી ... થઈ તો પછી તે પોતાના સૈન્ય સાથે આપણને મદદ કરી શકશે" યુવરાજના આગ્રહથી તો ઈશાપ ... નાર કહેણ કબુલ રાખ્યું,

નહિતર એમની બહુ ઇચ્છા નહોતી. થયું. પણ સાચુ પૂછાવ તો તું જુદો શા માટે પડવા માગે છે તે હજુ હું યે બરાબર સમજી નથી શકયો.

રાજધર

એમની સાથે સાથે યુદ્ધ કરવાથી મને શો લાભ? વિજય મળે તો યે એનો જશ મને કોઈ ઓછો જ આપે!

ધુરંધર

ત્યારે તો ભૂલથી યે આપે પરંતુ જુદો પડીશ ને એમની જીત થશે તો તો તારે અપજશના જ પોટલા બાંધવા પડશે, અને હાર થશે તો ન પૂછો વાત!

રાજધર

હું મારી પાંચ હજારની સેના વડે જ યુદ્ધ જીતવાનો છુ, અને વળી એકલે હાથે જીતવાનો છુ!

(દૂત પ્રવેશ કરે છે)

રાજધર

કેમ રે, યુદ્ધના શા ખબર છે?

દૂત

લડાઇ તો આખો દિવસ લગાતાર ચાલી, પરંતુ હજુ સુધી શત્રુઓનો મોરચો તોડી શકાયો નથી. સૂરજ આથમવાને હવે બહુ વાર નથી અંધારૂં થશે એટલે આજને માટે તો યુદ્ધ બંધ રહેશે

(બીજો દૂત પ્રવેશ કરે છે)

રાજધર

કોણ?

બીજો દૂત

મારૂં નામ વ્યોમકેશ. મને યુવરાજે મોકલ્યો છે, એને અત્યારે લગભગ બે પહોર થઈ ગયા. જે ઠેકાણે આપ આપનું સૈન્ય લઈને જવાના હતા ત્યાં ખૂબ તપાસ કરી પણ આપનો પત્તો ન મળ્યો. પછી પૂછતાં પૂછતાં માંડમાંડ અહિં પહોંચ્યો છું.

રાજશેખર

યુવરાજની શી આજ્ઞા છે ?

દૂત

શત્રુઓનું સૈન્ય અમે ધાર્યું હતું એના કરતા ઘણું મોટું નીકળી પડ્યું તેથી કટોકટીનો સમય આવી ગયો. ઇન્દ્રકુમારે પોતાના ઘોડેસ્વારોની ટુકડી સાથે શત્રુસૈન્યના ઉત્તરવિભાગ તરફ હલ્લો કર્યો, અને થોડોક વધારે વખત મળ્યો હોત તો એ તરફથી શત્રુ-સૈન્યને હઠાવતા હઠાવતા ઠેઠ નદીકાંઠા સુધી લઈ જાત.

રાજશેખર

એમ કે ? વખત મળ્યો હોત તો શું શું કરી શકત એની કલ્પના કરવામા કશો લાભ નથી—પરંતુ વખત મળ્યો જ નહિ લાગે છે !

દૂત

શત્રુઓનું સૈન્ય છેરણવેરણ થઈ જવાની અણી ઉપર જ હતું ત્યાં યુવરાજ ઘેરાઇ ગયાના સમાચાર મળ્યા. ઈશાખા તે વખતે બીજી તરફ યુદ્ધ કરતા હતા. આ વાતની ખબર મળતાં તેમણે કહ્યુ કે હુ કંઇ અહિં યુવરાજનું રક્ષણ કરવા નથી આવ્યો, યુદ્ધ

જીતવા આવ્યો છું. હું અત્યારે અહિંથી ચાલ્યો જઉં તો શત્રુઓને સારો લાગ મળે.

રાજધર

ત્યારે શું મોટાભાઇ........…?

દૂત

ના, તે તો કુશળ છે. ઇન્દ્રકુમારે પોતાની સેના સાથે બ્હાર કરી તેમને ઉગારી લીધા, પરંતુ એ બધા ગોટાળા દરમીઆન યુદ્ધનું સુકાન બદલાઇ ગયું; શત્રુઓ ફાવી ગયા. આપની તપાસ કરવા માટે ચોમેર દૂતો મોકલવામાં આવ્યા છે– આપ કુમકે નહિ ચડો તો પરિણામ અશુભ આવશે. આપે હવે એક ક્ષણ પણ ગુમાવવી ઠીક નથી.

રાજધર

ઠીક લગીરે ય ઢીલ નહિ કરૂં જાઓ, તમે વિસામો ખાઓ. હું તૈયારી કરૂં છું.

(દૂત જાય છે)

ધુરંધર

ઉપડો છો ને?

રાજધર

ઉપડું છું ખરો, પરંતુ એ તરફ નહિ, બીજી કોઇ તરફ!

ધુરંધર

ઘર તરફ!

રાજધર

તું યે ઇશાખાંની પાસે મેણાં મારતા શીખ્યો લાગે છે! વીરત્વ ભલે જેને દેખાડવું હોય તે દેખાડે, પરંતુ

યુદ્ધ જીતીને તો રાજધર જ ઘેર જશે ! ધુરંધર, જા, કહી આવ કે મારી છાવણીમાં ક્યાંયે કોઈ અગ્નિ ન પ્રગટાવે, દીવો સરખો પણ કોઈ ન કરે !

ધુરંધર

ઠીક હવે કંઈક અનુમાન કરી શકું છું પણ તારે શું કરવું છે એ નિખાલસપણે મને કહેતો કાં નથી ? તું મારા ઉપર સંદેહ રાખીશ અને હું તારા ઉપર રાખીશ તો તો આખી પૃથ્વીમાં આપણે બેને પગ મુકવાનું યે ઠેકાણું નહિ રહે !

રાજધર

આજ રાતે અંધારામાં હું સેના સાથે છાનોમાનો નદી ઓળંગી જવા માગું છું અચિન્તો આગકાનરાજની છાવણીમાં જઈ પુગી તેને કેદ કરીશ

ધુરંધર

અહિંથી કેવી રીતે નદી ઓળંગીશ ? રસ્તો તો નથી !

રાજધર

રસ્તા બધા યે મેં તપાસ કરાવીને જોઈ રાખ્યા છે સૂરજ તો આથમી ગયો આજે અઢી પહોર રાત જતાં ચંદ્ર ઉગશે–તે પહેલાં જ મારે બધું આટોપી લેવું જોઈએ હવે બહુ ઢીલ કરવી નહી પાલવે તું જા, તૈયારી કર અને એક બીજું કામ કર. યુવરાજનો દૂત પાછો ન જવા પામે. એને બંદીખાને નખાવ.

## દશ્ય બીજું

---

(ઇંશાખાની છાવણી ઇન્દ્રકુમાર તથા ઇશાખાં)

ઇન્દ્રકુમાર

સેનાપતિ સાહેબ, મોટાભાઇ ઉપર ગુસ્સે ન થાઓ. આજની રાત સૈન્યને વીસામો ખાવા દો કાલ આપણે યુદ્ધે ચડશું ને ફત્તેહ કરશુ

ઇશાખાં

જુવો ઇન્દ્રકુમાર, અગ્નિને જેમ જલદી બુઝાવી નાખવામા આવે તેમ સારૂ. એમા ઢીલ કરીએ તો અલ્લાહ જાણે શુ નુ શુ યે થઇ જાય આજે જ આપણી જીત થાત ફક્ત તમારા મોટાભાઇએ તદ્દન બેવકુફની પઠ જાણીબુઝીને શત્રુઓ વચ્ચે ઝપલાવ્યુ અને આપણી બધી કરી કમાણી એળે ગઈ!

ઇન્દ્રકુમાર

બેવકુફની પેઠે શામાટે કહો છો, ખા સાહેબ, બલવીરની પેઠે તેમણે ફક્ત સાધારણ સૈન્ય લઇને જ ........

ઇશાખાં

પણ તેમણે ઝપલાવ્યુ તેવે ઠેકાણે તો ફક્ત બેવકુફો જ ઝપલાવે.

ઇન્દ્રકુમાર

(ઉકેરાઈ જઇને) નહિ નહિ એવે ઠેકાણે જવાની તો વીર વિના બીજા કોઇની છાતી યે ન ચાલે!

ઇશાખાં

ઠીક ભાઇ, તમે કહો તે ખરૂં પરંતુ ફક્ત વીર નહિ, કુદ્ધ વીર હોય તે જ એવે ઠેકાણે જાય, એટલું તો ચોક્કસ.

ઇન્દ્રકુમાર

પરંતુ તેથી તમારી લડાઇને તો કશી હાનિ નથી પહોંચી.

ઇશાખાં

નથી પહોંચી શેણે ? મારા સૈન્યને એ વાતની ખબર ા સૌના જીવ ઉચક થઇ ગયા. કોઇનું મન લડા- થાએ જ ન હો ! યુવરાજની આફતની ખબર સાભળીને પેટે યુદ્ધ જારી રાખી શકે એવો એકેય સિપાહી તો મારા સૈન્યમા !

ઇન્દ્રકુમાર

ઠીક, પણ સેનાપતિ સાહેબ, આપણા રાજધરના કાઇ ? ?

ઇશાખાં

મેં તો ચોમેર દૂતો પાઠવ્યા હતા, એક સિવાય બધા ય ફર્યા છે. કોઇને એમનો પત્તો નથી મળ્યો

ઇન્દ્રકુમાર

હા હા હા હા, જરૂર ભાઈ સાહેબ પોબારા ગણી હશે !

ઇશાખાં

હસવાની વાત નથી, ભાઇ.

ઇન્દ્રકુમાર

ત્યારે કરવુ શું ? સેનાપતિ સાહેબ, હું તો રાજી થયો

જું. યુદ્ધ કરીને મરીએ અમે અને એ અમારી કીર્તિમાં બેઠાબેઠ ભાગ પડાવી જાય, એ તે શી રીતે સહેવાય? એના કરતાં તો નાસી ગયો એ ઠીક જ થયું. આ વખતની અસ્ત્રપરીક્ષામા ઠગબાજી તો ચાલવાની નથી!

ઇશાખાં

પરંતુ તે વખતે શુ થયુ હતું તે તમે મને ન કહ્યુ!

ઇન્દ્રકુમાર

એ કહેવાની વાત નથી, ખાંસાહેબ એ બાબત મને કશું ન પૂછો. તે વખતે મારી હાર થઇ.

ઇશાખાં

હા, હાર તો જરૂર થઇ હતી ભાઇ. પરંતુ નીશાન ચુકવાથી નહિ, ગુસ્સો કર્યાથી.

---

## દૃશ્ય ત્રીજું

---

(આરાકાનરાજની છાવણી)

આરાકાનરાજ

જુવો રાજકુમાર, મને પકડવાથી તમને કશો લાભ થવાનો નથી.

રાજધર

લાભ કેમ થવાનો નથી, રાજન્! આ લડાઇમા ખુદ આપનો જ લાભ થાય એ તો સૌથી વિશેષ!

આરાકાનરાજ

પણ તેથી કાંઇ યુદ્ધનો અંત નહિ આવે. મારો ભાઇ પાછળ રહ્યો છે. સૈન્ય તેમને રાજપદે સ્થાપશે અને યુદ્ધ પહેલાની પેઠે જ ચાલ્યા કરશે.

રાજેન્દ્ર

તમારી ઇચ્છા હોય તો હું તમને છોડી શકું છું, પણ તમારે એની કીંમત આપવી પડશે.

આરાકાનરાજ

તે તો હું યે સમજું છું. હું તમારી પાસે હાર કબુલ રાખી સંધિપત્ર લખી આપવા રાજી છું.

રાજેન્દ્ર

ફક્ત સંધિપત્ર લખી આપ્યે ચાલવાનું નથી, મહારાજ! આપે હાર સ્વીકારી એનું કંઇ એંધાણ આવવું જોઇએ ને!

આરાકાનરાજ

બ્રહ્મદેશના પદ્મો, ઘોડા અને ત્રણ હાથી આપને સલામીમાં આપું!

રાજેન્દ્ર

એ સલામીની મારે કશી જરૂર નથી, આપના માથાનો મુગટ મને આપવો પડશે.

આરાકાનરાજ

એના કરતા તો પ્રાણ આપવો સારો.

રાજધર

પણ પ્રાણ દેતા યે મુગટ ક્યા ઉગરે એમ છે? ઉલટું પ્રાણ જશે એ વધારામા!

આરાકાનરાજ

ત્યારે લ્યો આ મુગટ પરતુ એ મુગટની સાથે આરાકાનની સદાની શત્રુતા પણ લેતા જાઓ છો એ ભુલશો મા. એ મુગટ પાછો નહિ આવે ત્યા સુધી અમારો રાજવશ ઠરીને ઠામ બેસવનો નથી

રાજધર

વાહ, એ તો રાજાને શોભે એવી વાત કરી! અમે યે તે કઇ શાતિના ભૂખ્યા નથી, ક્ષત્રીય છીએ! હવે એક કામ બાકી રહ્યુ આ ક્ષણે જ ઉભાઉભ યુદ્ધ બધ કરવાનુ આજ્ઞાપત્ર આપના સેનાપતિ ઉપર પાઠવી દો. સામે કાઠે હજુ યુદ્ધ ચાલે છે.

આરાકાનરાજ

અબઘડી જ દૂતને મોકલાવુ છુ

રાજધર

ચાલો ત્યારે, સધિપત્ર લખવાની ગોઠવણ કરીએ

---

## દશ્ય ચોથું

---

(રણક્ષેત્ર)

યુવરાજ

આજના યુદ્ધનો ઝોક કાઇ ઠીક નથી દેખાતો લશ્કર ઉપરથી કાલના બનાવની અસર હજુ ગઇ નથી લાગતી.

તેઓ હિલોળાનથી નથી લડતા ઇશાખા કઇ તરફ છે?

ઈન્દ્રકુમાર

એ . ય પૂર્વતરફ એમનુ નિશાન ફરફરે!

યુવરાજ

ભાઇ, તું આજ મારી સાથે સાથે જ શા માટે ફરે છે તને ખબર તો છે કે તારે ઉત્તર તરફ જવાનુ છે!

ઈન્દ્રકુમાર

ના ભાઇ, અહિં જ મને ઠીક છે

યુવરાજ

ઈન્દ્રકુમાર, આજ તું તારા મોટાભાઇને બેવકુફીમાથી બચાવવા માટે વિચારશીલ થઇને તેની વાસે વાંસે ફર્યા કરે છે! ખાસાહેબ વારંવાર મારી બુદ્ધિના દોષ કાઢે છે એ તને નથી ગમતું પરતુ ભાઈ, મારી મૂર્ખતાને સીમા છે હો! આજે હુ ડાહ્યા થઇને સાવચેતીથી વર્તીશ! જો, જો, બરાબર જો, મને ઠીક નથી લાગતું! જો, આ તરફ આપણા સૈન્યમા ભંગાણ પડવા માડયું-હમણાં જ નાસભાગ થવા માડશે! તારા વિના કોઇ પણ એમને હીંમત નહિ આપી શકે! ઇન્દ્રકુમાર, ઢીલ ન કર! મારી ચિંતા મૂકી દે! અરે આ શુ? આ શું?

ઈન્દ્રકુમાર

આ શું! શત્રુઓએ એકાએક યુદ્ધ બધ કર્યું!

યુવરાજ

એ જો, સુલેહનુ નિશાન ફરફરવા માંડયું! એમના પરાજયના તો કશા યે ચિન્હો નહોતા. આ બધું શી રીતે

જાન્યું ? મને તો લાગતું હતું કે આજના યુદ્ધમાં આપણું જ સૈન્ય હચુપચુ છે !

(દૂત પ્રવેશ કરે છે)

દૂત

યુવરાજ, શત્રુઓએ યુદ્ધ બંધ રાખ્યું છે

યુવરાજ

એ તો પ્રત્યક્ષ જ દેખાય છે ! પણ એનુ કારણ શું ?

દૂત

કારણ અત્યારે તો કાંઇ કળાતું નથી. પરંતુ આરાકાન-રાજે પોતાના સેનાપતિને યુદ્ધ બંધ રાખવાનું કહેણ મોકલ્યું છે એટલા સમાચાર મળ્યા છે !

યુવરાજ

રૂડા સમાચાર ! મારા અંતરમાં ફક્ત એક જ ખટકો રહી ગયો !

ઇન્દ્રકુમાર

ખટકો શેનો, ભાઇ ?

યુવરાજ

રાજધર પોતાના સૈન્ય સાથે ચાલ્યો ગયો તે ! એ અત્યારે હાજર હોત તો કેવા આનંદથી આપણે ત્રણે ભાઈઓ વિજયોત્સવ કરત ! આજના આપણા વિજય-ગૌરવમા એ જ ફક્ત એક ઉણપ રહી ગઇ ! રાજધર યુદ્ધથી અળગે રહ્યા એથી મને બહુ લાગી આવે છે !

ઇન્દ્રકુમાર

વિજયકીર્તિમા ભાગ પડાવ્યા વગર જ ભાગી ગયો.

તેમાં શું બગડી ગયું, મોટા ભાઈ ?

યુવરાજ

ના ભાઈ, એવું ન બોલતો ! આપણે ત્રણે ય ભાઈઓ ઘેરથી હારે નીકળ્યા હતા, અરેરે, વિજયલક્ષ્મીનો પ્રસાદ આપણે ત્રણે ય ભાઈઓ અત્યારે વહેંચીને ભોગવી શકીએ એમ નથી એ જોઈને મને તો દિલ દુભાય છે રાજધર નીચી મુંડે ઘેર ગયો હોય, આપણા ઉત્સવ પ્રસંગે તેના ચહેરા ઉપર ભોંઠપ હોય એવા વિજયથી મને તો લગીરે ય ઠારક ન વળે એ પેલા ઘોડા ઉપરથી ઉતરીને સેનાપતિ સાહેબ આવે

( ઇશાખાં પ્રવેશ કરે છે )

ઇન્દ્રકુમાર

આ સાહેબ, શત્રુને કે યુદ્ધ અચિન્તુ શા માટે બંધ રાખ્યું એ કાંઈ સમજાયું ?

ઇશાખાં

સમજાયું ! રાજધરે આરાકાનરાજને બન્દી બનાવ્યા !

ઇન્દ્રકુમાર

રાજધરે ! મોટી વાત !

ઇશાખાં

જે વાત ખોટી જ હોવી જોઈએ તે વારે વારે સાચી જ પડતી જાય છે, શું કરીએ ! હું જોતો આવું છું કે અલ્લાના ફિરસ્તાઓ દરેક વાતમાં કેમ આડા ઊભા રહે છે, અને તે કમીઆન સૈતાન બધું ખાતું ધૂળ કરી નાખે છે

ઇન્દ્રકુમાર

શેતાન રાજધરને જીતાડી શકશે એમ ?

ઇશાખાં

એકવાર તો જીતાડ્યો હતો, પેલી અશ્વપરીક્ષા વખતે. અને આ વખતે પણ એ જ શેતાને જીતાડ્યો ને, કાં !

યુવરાજ

સેનાપતિ સાહેબ, તમે રાજધર ઉપર ગુસ્સો ન કરો! એ જીત્યો એટલે જ તો આપણી જીત થઇ ને ! પણ એણે ક્યાં આગળ યુદ્ધ કર્યું, ક્યાં આગળ આરાકાનરાજને બંદી કર્યો, એ કંઇ ખબર ન પડી !

ઇશાખાં

કાલ સાંજ પછી આપણે જ્યારે યુદ્ધને વિરામ આપી છાવણીએ પાછા આવ્યા તે વખતે તેમણે અંધારે અંધારે ચોરની પેઠે નદી ઓળંગીને અચિન્તે આરાકાનરાજની છાવણી ઉપર છાપો માર્યો, અને તેમને બંદી કર્યા ! આપણી વ્હાર કરવા માટે જે ઠેકાણે તેમને તેડાવ્યા હતા ત્યાં તો તેમનો પત્તો જ ન મળે ! હું સેનાપતિ છું પણ મારી આજ્ઞા એ તો એ ગણકારતા યે નથી !

ઇન્દ્રકુમાર

અસહ્ય ! એ માટે તેને સજા થવી જોઈએ.

ઇશાખાં

ફક્ત એ માટે જ નહિ ! યુવરાજ હાજર હોવા છતાં એમણે પોતાની ઇચ્છા મુજબ સન્ધિપત્ર લખાવ્યું ! યુવરાજની સલાહ પણ ન લીધી !

ઇન્દ્રકુમાર

એને સજા નહિ થાય તો ભારે અન્યાય થશે.

ઇશાખાં

પણ મોટાભાઇને એ સીધીસાદી વાત ગળે ઉતારો ત્યારે તમે ખરા !

(રાજધર પ્રવેશ કરે છે)

ઇન્દ્રકુમાર

રાજધર, તે બાયલાપણુ બતાવ્યુ છે!

રાજધર

તમારી પેઠે યુદ્ધમા ભગાણ પાડી વીરત્વ દાખવવા માટે હુ અહિં સુધી આવ્યો નહોતો ! હુ તો યુદ્ધ જીતવા આવ્યો'તો !

ઇન્દ્રકુમાર

તે યુદ્ધ કર્યું તેવો જ વિજય કર્યો ! જો તો ખરો, વિજયલક્ષ્મીના મુખ ઉપર શરમના શેરડા પડે છે તે !

રાજધર

એ તો પ્રેમના શેરડા હશે! તે મને વરી ચુકી છે. આ રહ્યા એનો સાક્ષી !

ઇન્દ્રકુમાર

અરે, આ મુગટ કોનો ?

રાજધર

મારો ! મારા વિજયનો પ્રસાદ !

ઇન્દ્રકુમાર

તું તો યુદ્ધમાંથી નાસી ગયો હતો. તને વળી ઇનામ કેવું ? એ મુગટ તો યુવરાજ પહેરશે !

રાજધર

હું જીતી આવ્યો છું અને હું જ પહેરીશ

યુવરાજ

રાજધર સાચું કહે છે. એના વિજયનું ચિન્હ એ પોતે જ પહેરશે.

ઇશાખાં

સેનાપતિની આજ્ઞા ઉથાપીને એણે અંધારે અંધારે શિયાળના જેવું આચરણ કર્યું—અને એ મુગટ પહેરશે ! એના કરતાં તો કુટેલ હાડલાનો કાંઠલો પહેરીને જ ઘેર ન જાય ! એ જ શોભે એને તો !

રાજધર

હું ન હોત તો એ કુટેલ હાડલાનો કાઠલો તમારે જ પહેરવો પડત ! અને તે વખતે લો ભારે થઇ પડત !

ઇન્દ્રકુમાર

તો યે તે ભોં ઉપર જ ઉભા રહેત. તારી પેઠે પોબારા ન ગણી જાત !

યુવરાજ

ઇન્દ્રકુમાર, તું અન્યાય કરે છે, ભાઇ ! રાજધર ન હોત તો આજે આપણા ઉપર આફત આવી પડત એ સાચું નથી ?

ઇન્દ્રકુમાર

કાંઈયે આફત ન આવી પડત ! રાજધરે સૈન્ય સંતાડી રાખીને જ આપણને આફતમાં ઉતાર્યા ! આ મુગટ હું યુદ્ધ કરીને જીતી આવત અને રાજધર તો ચોરી આવ્યો છે ! મોટાભાઈ, આ મુગટ લાવીને હું તમને જ પહેરાવત, હો પોતે ન પહેરત !

યુવરાજ

(ગજધરને)

ભાઈ, આજે તું જ જીત્યો છે ! તું ન હોત તો અમારી બહુ જ ઓછી સેનાને લીધે અમારા ઉપર પ્રભુ જાણે શા શા વીતકો વીતત ! આ મુગટ પહેરવાની હું તને રજા આપું છું !

ઇન્દ્રકુમાર

(રુંધાયેલે અવાજે)

રાજધરે ક્ષાત્રધર્મનું ઉલ્લંઘન કર્યું તેના બદલામાં તેને ઉલટું આ ઇનામ ! અને મેં જીવને તણખલાને તોલે ગણી યુદ્ધ કર્યું તેને માટે તો મ્હોમાંથી વખાણનો એક અક્ષરે ય નથી કાઢી શક્યા ! ખરૂં છે ! રાજધર ન હોત તો આફતમાંથી તમને કોણ ઉગારત ? વાહ, મોટાભાઈ, વાહ ! આજ પ્હરોડીયાથી માંડીને અમી સાંજ સુધી આપની આંખો આગળ લડયા જ કર્યું એ એટલી વારમાં ભૂલી ગયા ! હું શું યુદ્ધભૂમિમાંથી ભાગી ગયો ? દુશ્મનોનો મોરચો ચીરીને હું તમારી મદદે ન આવ્યો ? રાજધર સિવાય કોઈ પણ તમને ઉગારી ન શકત એવું તે શું જોઈને બોલો છો ?

યુવરાજ

ભાઇ, હું મારી અંગત આફતની વાત નથી કરતો.

ઇન્દ્રકુમાર

રહો, રહો, મોટાભાઈ! હવે કશુ કહેવાની જરૂર નથી! રાજધર જેવા પ્રતાપી ભડની સહાયતા તમને મળી ગઈ છે તો હવે મારે અહિં રહેવાનુ કાંઇ કામ નથી. આ હુ ચાલ્યો!

યુવરાજ

ભાઇ, અત્યારે! અત્યારે તુ પોતાને ભૂલી ગયો છે!

ઇન્દ્રકુમાર

જ્યા મારી કશી ખપ નથી ત્યા પડી રહેવુ એ તો મારે અપમાન!

(જાય છે.)

દશરાખાં

યુવરાજ, આ મુગટ કોઇને પણ આપવાનો તમને અધિકાર નથી. હું સેનાપતિ છુ, હું જેને આપીશ તે જ એ રાખશે

(રાજધરના માથા ઉપરથી મુગટ ઉતારી લઇને યુવરાજને પહેરાવવા માંડે છે)

યુવરાજ

(ખસી જઇને)

નહિ, આ મુગટ મારાથી ન લઇ શકાય.

ઇશાખાં

થયુ ત્યારે ! આ મુગટ ત્યારે હવે કોઇથી ન શકાય નાવલીનુ નીર જ એને સંઘરશે.

(મુગટને નદીમા ફેંકી દે છે)

રાજધરે યુદ્ધના નિયમો ઉથાપ્યા છે, એને સજા જોઇએ

રાજધર

મોટાભાઈ, તમે સાક્ષી રહેજો આ મારાથી નહિ ભૂલા…

યુવરાજ

બસ આટલામાંથી આ જ એક વાત હમેશા સંભારી રાખવા જેવી લાગી ? જલમા ફેંકાયાથી તો ઉલટુ એ બધુ અપમાન ધોવા ગયુ હવે તો તુ યે એ બ ભૂલવા જેવુ ભૂલી જા અને હુ યે ભુલી જઇશ. જોઉં ખરો, ઇન્દ્રકુમાર સાચ્ચેસાચ ગુસ્સે થઇને ચાલ્યો નથી ગયો !

---

## દશ્ય પાંચમું

---

(બાગ)

રાજધર

ધુરંધર, મારો મુગટ જ્યા ગયો ત્યાજ મારા યુદ્ધ-વિજયને હું જલાંજલિ આપીશ—નાવલીના નીરમાં !

ધુરંધર

એટલે ? બાણીબુઓને હાર પાઇશ !

રાજધર

હા આ વખતે હાર ખાઇને જીત મેળવીશ, ઈન્દ્ર-કુમારના અહંકારને મૂળચાટતો કર્યા સિવાય હવે હું રહેવાનો નથી ! મારા હાથનો વિજય સ્વીકારવાને એ રાજી નથી; જોઉં છું, હવે એ પોતે કેવી રીતે વિજય મેળવી જાય છે તે !

ધુરંધર

પણ એમ અત્યારથી ફુલાઇ જવાની જરૂર નથી ! કદાચ કીસ્મતજોગે, એ જીતી યે જાય ! ખરી વાતમાં ગુસ્સો કરવો શા કામનો ! ઇન્દ્રકુમારે ય યુદ્ધવિદ્યાનો કાંઇક જાણતલ છે હો !

રાજધર

ઠીક હવે. એ બધા વિચારો પછી થશે. અત્યારે એક કામ તો કર. આશાકાનરાજ કાલ સવારે લશ્કર લઇને ઉપડી જશે. જ્યાસુધી એ ચંદ્રગ્રામની સીમા ન વટાવી જાય ત્યાં સુધી એનો સેનાપતિ આપણી છાવણીમાં કેદી રહે એવી શરત છે એ છાવણી ઉપાડે તે પહેલા જ આજ રાત્રે આ મારો પત્ર તેમને છાનોમાનો પહોચાડી આવ

ધુરંધર

પત્રમાં શું છે એ તો મારે જાણવું જ જોઇએ. હેટ એકાદ બે વાતો જ કહેવાની હોય તો પછી વગર પત્રે જ મ્હોંહામ્હોંડ જઇ કામ ટપાવી આવવું સારૂં.

રાજધર

લખ્યું છે કે મારૂં અપમાન થયું છે તેથી ભાઇઓને છોડીને હું ચાલ્યો આવ્યો છું. મારા પાંચ હજાર સિપાહી

ઓને લઈ ઘેર જવાને બ્હાને હું આઘો થઇ જઇશ.
ઇન્દ્રકુમાર પણ મોટાભાઈથી રીસાઇને ચાલ્યો ગયો છે.
લશ્કર પણ યુદ્ધનો અંત આવી ગયો છે એમ માનીને
પાછા ફરવાની તૈયારી કરી રહ્યું છે અત્યારે આરાકાનરાજને
સારો લાગ છે અત્યારે એ હલ્લો લઈ આવે તો ત્રિપુરના
સૈન્યની જરૂર હાર થાય !

### ધુરંધર

હાર તો જરૂર થાય, પણ પછી? પછી તારે સુદ્ધાંને ય
તે ફજેત થઇને મરવું પડે ને! આગ લગાડવી જ હોય
તો છેલ્લે પોતાના ઘરને તો બચવાની બારી રાખવી
જોઇએ !

### રાજધર

મને ચેતવણી આપવામાં તારી બધી અક્કલ નકામી
વાપરી નાખ મા! તૈયાર થા ! જો જે, સંભાળીને જા જે!
કોઇને ખબર ન પડે એવી રીતે ! સૈન્યને લગીરે ય ખબર
પડી જશે તો બધું ધૂળધાણી થઇ જશે !

### ધુરંધર

જો ભાઈ રાજધર, તું યે પાછી તારી અક્કલ મને ચેત-
વણી આપવામાં નકામી વાપરવા બેઠો ને! બસ, બેફિકર રહે!

---

# દશ્ય છઠ્ઠું

---

( રણક્ષેત્ર )

ઇશાખાં

યુવરાજ, અલ્લાહને યાદ કરો ! કટાકટીનો વખત આવ્યો છે

યુવરાજ

કટાકટીનો શું કરવા, ખાં સાહેબ ? પ્રભુની ઇચ્છા થશે ત્યારે મરવું યે મૂશ્કેલ નથી ને જીવવુ યે મૂશ્કેલ નથી, બધુ સહજ !

ઇશાખાં

યુવરાજ, મહારાજ તમને મારા હાથમા સોંપી નફકરા થઇ બેઠા હશે એ જ વિચારથી મને માઠુ લાગી આવે છે, નહિતર યુદ્ધક્ષેત્રમા મરવુ એ તો લગ્નસેજમા સૂવા બરાબર છે! યુવરાજ, તમે નાસી છૂટવાની તજવીજ કરો યુદ્ધની જવાબદારી મારે માથે છે !

યુવરાજ

તમે મારા અસ્ત્ર-ગુરૂ છો ! તમારે મ્હોંએ આવો ઉપદેશ ન શોભે ! વળી નાસી છૂટવાની બારી યે ક્યાં છે કોઇ ? આજ તો મરવાની જેટલી અદ્ભુત સગવડ છે, તેટલી નાસી છૂટવાની નથી

ઇશાખાં

પરંતુ, ભાઇ, પેટમા એક બળતરા રહી ગઇ ! ઇન્દ્રકુમાર અહંકારથી આપણને છોડીને ચાલ્યા ગયા તેમના એ અપરા

ધની સજા કરવા માટે હું હવે કદાચ જીવતો નહિ રહું !

યુવરાજ

જીવતા નહિ રહો તો વળી એને એથી યે ભારે સજા મળી જશે, ખા સાહેબ ! એ તમને પિતા તુલ્ય ગણે છે.

ઇશાખાં

યા અલ્લાહ ! ખરી વાત છે ! ભાઇ, આજ જાણે મારૂં તો આવી ચૂક્યુ લાગે છે. પણ તમે જીવતા રહો અને એમને મળો તો કહેજો કે ઇશાખાં જીવતો હોત તો જરૂર તમને સજા આપત, પરંતુ મરતા પહેલા એ તમને માફી આપતો ગયો છે ! બસ, હવે વખત નથી—જાઉં છુ ભાઇ, આવો એકવાર ભેટી લઇએ ! અલ્લાહના હાથમા તમને સોપીને જઉ ! એ તમારી રક્ષા કરશે !

યુવરાજ

ખા સાહેબ, જાણ્યે અજાણ્યે, અનેક અપરાધ કર્યા હશે. આજ બધાયની ક્ષમા આપતા જાઓ !

ઇશાખાં

ભાઇ, તમે જન્મ્યા ત્યારથી તમને જોતો આવુ છુ ! કોઇ વાર પણ તમે કોઇ અપરાધ સંઘરાવા દીધો જ નથી પોતાને હાથે જ ધીરે ધીરે બધુ પતાવતા આવ્યા છો. આજ ક્ષમા કરૂ એવું તો કશુ રહ્યું જ નથી ને ! આજે તમારા નિર્મળ પ્રાણ કદાચ અલ્લાહના દરબારમાં જશે તો ત્યાના બગીચાના એકકેય ફુલ આગળ એને શરમાવુ નહિ પડે

---

# અંક ત્રીજો

## દૃશ્ય પહેલું

(રણક્ષેત્રમાં સિપાહીઓ)

પહેલો

સાચી વાત ?

બીજો

કોણ જાણે, ભાઇ. સાંભળ્યું તો છે !

ત્રીજો

તો તો સત્યાનાશ વળ્યું !

(નાસી જાય છે)

(બીજી ટુકડી પ્રવેશ કરે છે)

પહેલો

કોણે કહ્યું ? અરે, કહ્યું કોણે ?

બીજો

" હમેશે ?

ત્રીજો

શી ખબર પડે, ભાઇ ! સાંભળના વેંત માથા પર જાણે વજ્ર તુટી પડ્યું ! બધી વીગતો પૂછી લેવા જેટલું ભાને ય ન રહ્યું !

(જાય છે)

(ત્રીજી ટુકડી પ્રવેશ કરે છે)

પહેલો

મેં એમના હાથીને જોયો. અંબાડી ખાલી હતી માવત

નહોતો ! ધણીની હાર થયાને લીધે જાણે એ ગાંડો બની ઘૂમતો હતો !

બીજો

આપણી યે તે એ જ દશા થઈ છે ને !

ત્રીજો

પણ પડયા કઇ તરફ ! કોઇએ.......

પહેલો

એ તો કોઈયે નથી કહી શકતું

બીજો

મને શિવુએ કહ્યુ કે યુવરાજને તીર વાગ્યુ કે તરત જ માવતે હાથીને લઇને યુદ્ધભૂમિ પરથી નાસવા માંડયું નાસભાગ માં માવત મરાયો, અને પછીની ગડબડમા યુવરાજ અંબાડીમાથી કયા પડી ગયા તેની કોઇને સરત ન રહી.

(એક બીજી ટુકડી પ્રવેશ કરે છે)

ચોથો

ત્યારે તો રામકા'ણી જ રહી ! ઇન્દ્રકુમારભાઇને વાવડ પગાડવા માટે ય કોઇ ન બચ્યો !

ત્રીજો

એને તો ઘણી યે વાર થઇ ગઇ આરાકાનરાજના લશ્કરે આપણને દગો દઇને હલ્લો કર્યો તે વખતે જ તેમને શોધવા માટે માણસો ગયા હતા. તેમનો પત્તો તો મળી ગયો છે

બીજો

કુમાર રાજધરને હજુ ખબર નથી પડી ?

ચોથો

તેમનો પોતાનો જ પત્તો નથી લાગતો ને ! એ તો ત્રિપુર ભણી રવાના થઈ ગયા હશે ! યુવરાજના સમાચાર મળશે તે તરત જ પાછા દોડતા આવશે ?

પહેલો

આપણે કિયે મ્હોડે પાછા દેશ જવાના !

ત્રીજો

પાછા જ શા માટે જઇએ ? અહિં જ મરશું !

ચોથો

પણ હવે તો યુદ્ધે ય પૂરૂ થઇ ગયું શી રીતે મરશું ?

(એક બીજો સિપાહી પ્રવેશ કરે છે)

અરે, કરો છો શું ? બધું ઉંધું વળી ગયું ! ચાલો ચાલો, તપાસ તો કરીએ !

ચોથો

હા ચાલો ચાલો, આપણે બધા ય નોખી નોખી ટોળીઓ બાંધી જુદે જુદે ઠેકાણે જઇએ.

ત્રીજો

પણ એ બચી ગયા હોય એવાં આપણા સદ્‌ભાગ્ય ક્યાંથી !

બીજો

ઇન્દ્રકુમારને કાને આ વાત પુગશે ત્યારે એનાથી કેમ જીવાશે !

---

## દૃશ્ય બીજું

---

(રણક્ષેત્ર ઇન્દ્રકુમાર તથા એક સિપાહી)

### ઇન્દ્રકુમાર

ક્યાં છે ? ક્યા છે ? અરે, મોટાભાઇ ક્યા છે ?

### સિપાહી

એમને જ તો શોધું છુ, મારા ધણી !

### ઇન્દ્રકુમાર

અને ઇશાખા ?

### સિપાહી

આજે બપોરે યુવરાજે પોતાને હાથે જ ઇશાખાંની કબર ઉપર માટી વાળી—એ જ માટીમા એમણે પોતાનું લોહી પણ સીંચ્યુ

### ઇન્દ્રકુમાર

ધિક્ ધિક્ ઇન્દ્રકુમાર ! ધિક્કાર તને ! ધિક્કાર તારા ચડાલ ક્રોધને ! મોટાભાઇ, મોટાભાઇ, આ નરાધમને એક વાર માફી માગવા જેટલો યે સમય નહિ આપો ! (ઉંચે સાદે) મોટાભાઇ, બોલો તો ખરા ! ફક્ત એક ક્ષણ વાર તો બોલો ! અરે, અહિં બીજા કોઇ છે કે નહિ ? બધા ય ભેળા થઇને મોટાભાઇને શોધો, આજે મને મોટાભાઈ જોઇએ જ !

(બીજો સિપાહી પ્રવેશ કરે છે)

બીજો

આ પાદર ચાલો, કુમાર ! મેં એમને ભાળ્યા છે !

ઈન્દ્રકુમાર

કયા, કયા, કયાં ?

બીજો

નાવલીને કાંઠે. પેલા ઝાડના છાયડા તળે

ઈન્દ્ર

ખરૂ કહેજે, એ ?

બીજો

હા, હા, તે જીવતા છે તમારી વાટ જોઈને જ બેઠા છે !

(જાય છે)

---

દૃશ્ય ત્રીજું

---

(નાવલીને કાંઠે, વૃક્ષના છાયડામાં, ઝાંખી ચાંદનીમાં)

યુવરાજ

અરે, એક તરફ ખસેડી મૂક, આ ડાળીઓને એકતરફ ખસેડી મૂક ! આજે ચંદ્રને એક વાર નીરખી લઉં ! કેમ, કોઈ

નથી! એ ત્યારે ફકત વૃક્ષનો છાંયડો જ છે ! નહિ, નહિ, મારી આંખ ઉપર હમણા જ કોઇનો પડછાયો પડયો ! નાવલીના પ્રવાહનો ખળખળાટ તો સંભળાય છે. એ ખળખળાટમા જ પૃથ્વીનું છેલ્લુ વિદાયગીત સાંભળવાનુ સર્જ્યું હશે ! ઇન્દ્રકુમાર, ભાઈ ઇન્દ્રકુમાર, હજુ તારો ક્રોધ શમ્યો નથી !

(ઇન્દ્રકુમાર પ્રવેશ કરે છે)

ઇન્દ્રકુમાર

મોટાભાઇ, મોટાભાઇ !

યુવરાજ

આવ્યો, ભાઈ ! આવ્યો મારો પ્રાણ ! તુ આવીશ એમ જાણુતો હતો તેથી જ આટલી વાર લગાડી ! તું ગુસ્સે થઇને ચાલ્યો ગયો હતો માટે જ મારાથી જઇ ન શકાયું! પરંતુ હવે તો રાત ખૂબ વાધી છે હવે સૂઇ જઇશ. માએ ખોળો પાથર્યો છે !

ઇન્દ્રકુમાર

મોટાભાઇ, માફી આપી છે ને !

યુવરાજ

બધુ યે, આજ સુધી જે કંઇ બન્યુ છે તે બધું યે આ લોહીથી હવે ધોઇ નાખું છુ. કશુ યે બાકી નથી રાખતો ફકત એક જ વાતનો ખટકો રહી ગયો—મહારાજને આપણી હારના સમાચાર પાઠવવા પડશે.

ઇન્દ્રકુમાર

હાર તમારી નથી થઇ, મોટાભાઇ, હાર તો મારી જ થઇ છે.

(સિપાહી પ્રવેશ કરે છે.)

સિપાહી

કુમાર રાજધર યુવરાજની ચરણરજ લેવા આવ-વાની રજા માગે છે.

ઇન્દ્રકુમાર

કોઇ કાળે ય નહિ, કોઇ શરતે ય નહિ !

યુવરાજ

બોલાવ, બોલાવ, એને અહિં બોલાવ !

ઇન્દ્રકુમાર

(ગુસ્સે થઇને)

મોટાભાઇ, રાજધરને. ...... ..

યુવરાજ

અત્યારે ? ભાઇ, અત્યારે ?

ઇન્દ્રકુમાર

ના, ના, ના ! ઓ, હવે નહિ ! હવે મને લગીરે ય ગુસ્સો નથી !

(રાજધર પ્રવેશ કરીને પ્રણામ કરે છે.)

રાજધર

હું નરાધમ આ મુગટ તમારે માથે દઉં છું ' એ તમારો છે.

યુવરાજ

મને વખત નથી ! ઇન્દ્રકુમારને આપ, ભાઇ

રાજધર

મોટાભાઇની આજ્ઞા માથે ચડાવું છું ! (ઇન્દ્રકુમારને), આ મુગટ તમે લો

ઇન્દ્રકુમાર

હું તો હાર્યો છું મારાથી એ મુગટ ન લેવાય હું તો તને જ પહેરવા આપું છું.

મોટાભાઇ !



